પ્રવર્તક શ્રીકાંતિવિજય જૈન ઇતિહાસમાળા પુષ્પ છઠ્ઠું.

# પ્રાચીન જૈન લેખ સંગ્રહ.

## ( ભાગ બીજો )

ગ. રા. ઝવેરી લાલભાઇ કલ્યાણભાઇની

આર્થિક સહાયથી

તથા

પ્રવર્તક શ્રીમાન્ શ્રી કાન્તિવિજયજી મહારાજની

સહાયથી સંગ્રહીત થયેલ.

આ પુસ્તક રાવપુરા, વડોદરામાં શ્રી આર્ય સુધારક પ્રીંટીંગ
પ્રેસમાં મણીભાઇ મથુરભાઇ ગુપ્તે પ્રકાશકને માટે છાપી પ્રસિદ્ધ કર્યું છે.
તા. ૧૧-૧૧-૨૧

प्रवर्त्तक-श्री-कांतिविजयजैनइतिहासमाला पुष्प छठुं.

# प्राचीन जैन लेख संग्रह.

## ( द्वितीय-भाग )

संग्राहक अने संपादक.

**जिनविजय.**

( आचार्य-गुजरात पुरातत्त्व मंदिर; ऑनररी मेंबर ऑफ
धी भांडारकर ओरिएन्टल रीचर्स इन्स्टीटयुट, पूना; ' जैन
साहित्य संशोधक तथा ' ' महावीर ' ना संपादक;
विज्ञप्तित्रिवेणी-कृपारसकोष-शत्रुंजयतीर्थोद्धार
प्रबन्ध-कुमारपाल प्रतिबोध-द्रौपदीस्वयंवर
इत्यादि ग्रंथोना संशोधक अने संपादक )

प्रवर्त्तक श्रीमत् कांतिविजयजीना सदुपदेशथी वडोदरा निवासी
झवेरी लालभाई कल्याणभाईनी आर्थिक सहायथी

प्रकाशक—

**श्री जैन आत्मानन्द सभा-भावनगर.**

वीर संवत् २४४८
आत्म संवत् २६

विक्रम संवत् १९७८
ईस्वी सन् १९२१.

किंमत ३-८-०

प्रवर्तक श्री कान्तिविजयजी महाराज.

के

जेमना सहवास योगथी अने दरेक जातनी

मददथी मने आ प्रवृत्ति स्वीकारवामां विशेष

प्रोत्साहन मळेलुं होवाथी तेमना ए

उपकार भावनी चिरस्मृतिने कृतिमां

राखवा माटे नम्रता अने कृतज्ञता

पूर्वक आ संग्रहने हुं तेओश्रीना

करकमलमां सादर

समर्पित करुं

छुं.

विनीत–जिनविजय.

# પ્રસ્તાવના

આ **પ્રાચીન જૈન લેખ સંગ્રહ** ને છપાવવાની શરૂઆત જ્યારે હું ૫-૬ વર્ષ ઉપર વડોદરા મુકામે ચાતુર્માસ રહ્યો હતો ત્યારે કરી હતી, તે વખતે આ સંગ્રહના ત્રણ ભાગો પ્રકટ કરવાનો વિચાર રાખ્યો હતો, જેમાં પ્રથમ ભાગમાં હાથી ગુહાવાળો ખારવેલ સંબંધીના લેખો, બીજા ભાગમાં મથુરાના જૈન લેખો, અને ત્રીજા ભાગમાં બીજા બધા લેખોનો સમાવેશ કરવા ધાર્યો હતો. એમાંથી પ્રથમ ભાગ તો તેજ વખતે લખાઈ--છપાઇ ગયો હતો; અને બીજા ભાગની સામગ્રી બધી તૈયાર કરવામાં આવી હતી, તે દરમ્યાન આ સંગ્રહનાં સાધનો વધારે શીઘ્રતાથી તૈયાર થઇ જવાને લીધે એને પ્રથમ પ્રેસમાં આપી દેવામાં આવ્યો. આ સંગ્રહનો લગભગ અર્ધો ભાગ છપાઇ રહેવા આવ્યો એટલામાં વડોદરાથી મુંબઇ તરફ જવાનું થયું, અને તે પછી એનું કામ રખડપટ્ટીમાં પડયું તે આજે ૫-૬ વર્ષ બાદ સમાપ્ત થઇ વાચકોનાં હાથમાં સોંપાય છે. બીજા ભાગ માટે તૈયાર કરેલાં સાધનો હજી એમને એમ ફાઇલોમાં બંધાએલાં પડયાં હોવાથી તેના ઠેકાણે આ સંગ્રહને જ બીજા ભાગ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

જૈન લેખો શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયના ભેદને લઇને બે ભાગમાં વ્હેંચાયલા છે. પશ્ચિમ ભારત અને રાજપૂતાનામાંથી મળી આવતા જૈન લેખો ઘણા ભાગે શ્વેતાંબર સંપ્રદાય સાથે સંબંધ ધરાવતા હોય છે, અને દક્ષિણી ભારતમાંના દિગંબર સંપ્રદાય સાથે; કારણ કે પ્રાચીન કાલમાં જ શ્વેતાંબર સંપ્રદાયનું પ્રભુત્વ ક્રમથી પશ્ચિમ ભારત અને તેની આસપાસના પ્રદેશ ઉપર વધારે હતું, અને દિગંબર સંપ્રદાયનું પ્રભુત્વ દક્ષિણ ભારત ઉપર વધારે રહેલું હતું. આ સંગ્રહમાં મેં મુખ્ય કરીને પશ્ચિમ ભારતના લેખોનોજ સમા-

વેશ કરેલો છે. તેથી એ બધા શ્વેતાંબર લેખો જ છે એ સ્પષ્ટ જ છે. વળી, જૈન લેખો ત્રણ વર્ગોમાં વિભકત થાય છે;

( ૧ ) તામ્રપત્ર ઉપર કોતરેલા લેખો,

( ૨ ) શિલાપટ્ટ પર ઉકેરેલા લેખો, અને

( ૩ ) મૂર્તિઓ ઉપર ખોદેલા લેખો.

આ છેલ્લા વર્ગના વળી બે વિભાગ થાય છે, જેમાં એકમાં પાષાણુની પ્રતિમા ઉપરના લેખોનો સમાવેશ થાય છે, અને બીજામાં ધાતુની મૂર્તિઓ ઉપરના લેખોનો સમાવેશ થાય છે. મેં આ સંગ્રહમાં શિલાલેખો અને પાષાણની પ્રતિમા ઉપરના લેખો જ લીધા છે. તામ્રપત્ર કે ધાતુની મૂર્તિના લેખોને આમાં સ્થાન આપ્યું નથી.

ધાતુની પ્રતિમાઓની સંખ્યા જૈન મંદિરોમાં ઘણી મોટી નજરે પડે છે; અને પ્રાયઃ તે દરેક પ્રતિમા ઉપર પાછળના ભાગમાં લેખ કોતરેલો હોય છેઃ એટલે તે લેખોની સંખ્યા કેટલાએ હજારની થાય તેમ છે. પરંતુ તે લેખો ટુંકા અને બહુ જ થોડી વિગતોવાળા હોય છે, તેમાં આ શિલાલેખો જેવી વિવિધતાઓ નજરે પડતી નથી. તે લેખોમાં સાધારણ રીતે, સંવત્, ગામનું નામ, મૂર્તિ કરાવનારનાં જ્ઞાતિ, ગોત્ર, માતા, પિતા, સ્રી, પુત્ર આદિનાં નામ, જે તીર્થંકરની મૂર્તિ હોય તેનું નામ, અને મૂર્તિની પ્રતિષ્ઠા કરનાર આચાર્યનું નામઃ આટલી વિગતો લખેલી હોય છે. આવા લેખોનો એક સંગ્રહ શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરિ તરફથી પ્રસિદ્ધ થયો છે, જેમાં લેખો આપેલા છે. *ઐતિહાસ અને સાહિત્ય તરફ વિશેષ પ્રીતિ ધરાવનાર કલકત્તા નિવાસી શ્રીમાન્ બાબૂ પૂરણચન્દ્રજી એમ. એ. બી. એલ, તરફથી પ્રકટ થએલા લેખસંગ્રહમાં પણ આવા ધાતુની પ્રતિમા ઉપરના કેટલાક લેખો સંગૃહીત થએલા

---

* શ્રીમદ્ બુદ્ધિસાગરજીનો આ સંગ્રહ બહુ કાળજીપૂર્વક તૈયાર થયો હોય તેમ જણાતું નથી. કારણ કે આમાંના કેટલાએ લેખોમાં—મારી પાસેના તેજ લેખો સાથે મેળવતાં—મોટી ભૂલો થએલી નજરે પડે છે.

છે.* પરંતુ એ માટે હજુ ઘણા પ્રયાસની જરૂર છે, અને એકે એક તેવા લેખને છપાવી પ્રસિદ્ધ કરી દેવાની આવશ્યકતા છે. એ કે એ લેખોની સાર્વજનિક ઇતિહાસની દ્રષ્ટિએ વિશેષ ઉપયોગિતા જણાતી નથી તોપણ પ્રાચીન જૈન કુટુંબો, ગૃહસ્થો અને આચાર્યોની નામાવલી માટે તે ઘણા ઉપયોગી છે, એમાં જરાએ સંદેહ નથી. સાંચી અને ભરહુતના બૌદ્ધ સ્તૂપોમાં મળી આવતા માત્ર બબ્બે ત્રણ ત્રણ શબ્દેવાળા ક્ષુદ્ર લેખોને પણ પ્રસિદ્ધિમાં આણવા માટે પુરાતત્ત્વવેત્તાઓએ અથાગ શ્રમ લીધો છે, અને સરકારે તેના માટે લાખો રૂપીઆનો વ્યય કીધો છે.

તામ્રપત્રોની ઉપયોગિતા, ઐતિહાસિક દ્રષ્ટિએ સૌ કરતાં વધારે મનાઇ છે. કારણ કે તેની અંદર રાજકીય, સામાજિક, ધાર્મિક આદિ અનેક મહત્વની બાબતોનો ઉલ્લેખ કરેલો હોય છે, તેથી સાર્વજનિક ઇતિહાસ માટે તે ઘણા કિંમતી છે. પરંતુ કમનસીબે, શ્વેતાંબર સંપ્રદાય સાથે સંબંધ ધરાવતા આવા તામ્રપત્રો આજ સુધીમાં બહુજ થોડા–માત્ર બે ચારજ–ઉપલબ્ધ થયા છે. જૈન તામ્રપત્રોનો મોટો ભાગ દક્ષિણ ભારતમાં મળેલો છે, અને તે બધા દિગંબર સંપ્રદાયના છે.

પેરિસના એ. ગેરિનૉટ નામના એક વિદ્વાને જૈન લેખો સંબંધી Repertoire D'epigraphi Jainae નામનું એક પુસ્તક ફ્રેંચ ભાષામાં લખ્યું છે, જેમાં ઇ. સ. ૧૯૦૭ સુધીમાં જેટલા જૈન લેખો પ્રસિદ્ધિમાં આવ્યા હતા તે બધાનો સંક્ષિપ્ત સાર અને કયો લેખ, કયા વિદ્વાને, કઇ જગ્યાએ, પ્રકટ કર્યો છે તેની નોંધ આપી છે. એ પુસ્તકની અંદર એકંદર ૮૫૦ લેખોની તેમણે નોંધ લીધી છે. તેમાં દિગંબર શ્વેતાંબર એમ બંને સંપ્રદાયના બધા લેખો આવી જાય છે.

આ સંગ્રહમાં ૫૫૭ લેખો છે, જેમાંના પ્રાયઃ સો લેખો ઉપરના

---

* મારી પાસે પણ આવા ૫૦૦–૭૦૦ લેખો લખેલા પડ્યા છે.

પુસ્તકમાં નોંધાએલા હશે. સો સવાસો વગર નોંધાએલા, પરંતુ આ પહેલાં જુદા જુદા સ્થળે છપાએલા છે," અને બાકીના બધા પ્રથમ વારજ આમાં પ્રકટ થાય છે.

આ લેખોમાંથી કયા લેખો કયાંથી મળ્યા અગર લેવામાં આવ્યા તેની સૂચના તે તે લેખોના અવલોકનમાં આપી દેવામાં આવી છે. શત્રુંજય અને ગિરનાર ઉપરના જેટલા લેખો છપાઈ પ્રસિદ્ધ થયા હતા તેટલાજ આ સંગ્રહમાં લેવાયા છે. આ સિવાય હજી બીજા ઘણા લેખો ત્યાં રહેલા છે. ખાસ કરીને ત્યાંની મુર્તિઓ ઉપરના લેખો હજી બીલકુલ લેવાયા નથી. આબૂ ઉપરના લગભગ બધા લેખો આમાં આવી ગયા છે. આબૂના લેખોની સંખ્યા એકંદર ૨૦૭ છે જેમાંથી ફકત ૩૨ લેખો એપિગ્રાફિઆ ઇન્ડિકા (ભાગ ૮) માં છપાએલા હતા. બાકીના બધા પહેલ વહેલાજ અહિં પ્રકટ થાય છે. આબૂના આ બધા લેખોને પ્રકટ કરવાનું શ્રેય મારા એક સ્નેહી સજ્જન શ્રીયુત ડાહ્યાભાઇ પ્રેમચંદ મોદી–જેઓ હમણાંજ કમનસીબે અકાલે સ્વર્ગસ્થ થયા છે–તેમને છે. તેમણેજ આ બધા લેખો ઘણો પરિશ્રમ વેઠીને લીધા હતા. આબૂ પછી આરાસણ ( આધુનિક કુંભારીયા ) ના લેખો છે તે પણ બધા પ્રથમવાર જ પ્રકટ થાય છે એ લેખોની નકલો સુપ્રસિદ્ધ વિદ્વાન્–શ્રીયુત દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર ( એમ્. એ. ) તરફથી મળી હતી. આ સિવાયના બીજા પણ મારવાડમાંના ઘણાક લેખો તેઓ તરફથી જ મળ્યા હતા અને તે માટે તેઓ જૈન સાહિત્ય પ્રેમિઓ તરફથી ખરેખર ધન્યવાદને પાત્ર છે. સંખલપુર, સંખેશ્વર, શાંતેજ, રાધનપુર, પાલણપુર, પાટણ, કાવી વિગેરે સ્થળોના લેખો મેં મારા ભ્રમણ દરમ્યાન જાતે જ લીધેલા હતા, અને તે સિવાયના કેટલાક લેખો પ્રવર્ત્તક શ્રીકાંતિવિજયજી મહારાજની નોંધપોથિઓમાંથી મળ્યા હતા.

સમયની દ્રષ્ટિએ વિચાર કરતાં આ સંગ્રહમાં જુનામાં જુનો લેખ ૩૧૮ નંબર નીચે આપેલો હસ્તીકુંડીનો છે. જે વિક્રમ સંવત ૯૯૬ ની સાલનો છે, અને નવામાં નવો લેખ ૫૫૬

નંબરવાળો અમદાબાદનો છે. એ લેખ સંવત ૧૯૦૩ ની સાલમાં લખાએલો છે. આ રીતે વિક્રમની ૧૦ મી શતાબ્દીથી લઇ ૨૦ મી શતાબ્દી સુધીના ( એટલે એક હજાર વર્ષના ) લેખોનો આમાં સંગ્રહ થએલો છે. મથુરાના લેખોને બાદ કરતાં, આ લેખો પહેલાના શ્વેતાંબર લેખોની સંખ્યા બહુ જ થોડી છે, એટલે ભારતના ઇતિહાસમાં જેને ' મધ્યયુગ ' કહેવામાં આવે છે તે યુગના જૈન લેખો ભાગ્યે જ મળી આવે છે. જૈન ઇતિહાસ માટે આ એક ખાસ વિચારણીય પ્રશ્ન છે. કેવળ લેખોની દ્રષ્ટિએ જ નહિ, પરંતુ સમુચ્ચય જૈન સાહિત્યની દ્રષ્ટિએ પણ આ પ્રશ્ન વિચારવા જેવો છે. શ્વેતાંબરીય સૂત્ર સાહિત્યને બાદ કરતાં બીજું સાહિત્ય પણ એ યુગમાં જૈનોના હાથે વધારે લખાયું નથી. તેમજ સ્થાપત્ય પણ જાણવા જેવું કે નોંધવા જેવું મંડાયું નથી. હિંદુસ્થાનના રાષ્ટ્રીય ઇતિહાસની દ્રષ્ટીએ પૂર્ણ જાહોજલાલીવાળો ગણાતો એ કાળ જૈન ઇતિહાસની દ્રષ્ટિએ બહુ જ અપ્રકાશિત દેખાય છે. લગભગ ૪૦૦–૫૦૦ વર્ષ જેટલા એ ' મધ્યયુગ ' માં જૈન ધર્મની અને તેમાં ખાસ કરીને શ્વેતાંબર સંપ્રદાયની શી સ્થિતિ હતી તે જાણવા માટે કાંઇ પણ ઉલ્લેખ યોગ્ય પુરાવાઓ અદ્યાપિ મળ્યા નથી. એ યુગનો મહાન ચિની મુસાફર યવન ચંગ ( અથવા હ્યુંએનત્સંગ ) આખા હિંદુસ્થાનમાં મુસાફરી કરી ગયો હતો અને બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મના અનેકાનેક સંપ્રદાયોનો વિસ્તૃત અહેવાલ તે પોતાની નોંધવહીમાં લખી ગયો હતો. પરંતુ તેની એ વિશાળ નોંધમાં, હિંદુસ્થાનની છેક દક્ષિણે રહેતા થોડાક દિગંબરોની સૂચના સિવાય જૈન સમાજ, જૈન સાહિત્ય, જૈન સ્થાપત્ય, કે જૈન સાધુઓના સંબંધમાં એક પૂરી લીટી પણ લખાએલી જડતી નથી !

તેવી જ રીતે, યવનચંગ પછી તરતજ આવેલા એ યુગના

---

× હિમાલયની તળેટીમાં આવેલા સિંધપુર સ્થળવાળી નોંધને કેટલાક યુરોપિયન સ્કોલરો શ્વેતાંબર જૈન સંપ્રદાય સાથે સંબંધ ધરાવતી માને છે પરંતુ હું તે બાબતમાં હજી શંકાશીલ છું.

તેવા જ બીજા ચીની મુસાફર ઇત્સીંગના ભ્રમણ વૃત્તાંતમાં પણ જૈનોનો જરાએ જાણવા જેવો ઉલ્લેખ થએલો નથી.

એ યુગમાં જૈનોના કયા કયા આચાર્યો થયા હતા, કયા કયા ગચ્છો અગર સંપ્રદાયો પ્રચલિત હતા, જૈન ઉપાસક વર્ગની શી સ્થિતિ હતી, સાહિત્યિક પ્રવૃત્તિ કેમ ચાલતી હતી, ઇત્યાદિ બાબતોના સંબંધમાં કાંઇ પણ વિશેષ પ્રકાશ પાડી શકાશ તેવાં સાધનો હજી અજ્ઞાત છે. શ્રમણ ભગવાન શ્રી મહાવીરના નિર્વાણ કાળની આજે પચીસમી શતાબ્દી ચાલે છે, તેમાંની પહેલી ૧૦ શતાબ્દીઓના સંબંધમાં કેટલુંક જણાયું છે,તેમ જ છેલ્લા દસ શતાબ્દિઓના વિષયમાં પણ ઘણુંક નોંધાયું છે, પરંતુ એ બેની વચ્ચેની ચાર શતાબ્દિઓ ઉપર જણાવ્યા પ્રમાણે અંધકારના પડ પાછળ છુપાએલી છે

ભગવાન મહાવીરની શિષ્ય સંતતિની પરંપરાઓ અને ભિન્ન ભિન્ન શાખાઓની જે સૂચિ કલ્પસૂત્રમાં આપવામાં આવી છે તે નિર્વાણ પછીની ૧૦ મી શતાબ્દીમાં જે વિલુપ્ત થાય છે તે પાછી ૧૫ મી શતાબ્દીમાં પ્રકટ થાય છે. એ વચગાળે થએલા બે ચાર આચાર્યોનાં નામો કે તેમની થોડીક કૃતિઓ સિવાય બીજું કાંઇ પણ શૃંખલાબદ્ધ વર્ણન મળતું નથી. એ વિષયમાં વિશેષ વિચાર કરવાનો આ સ્થળ નથી. તેથી હું આ શિલાલેખોના સમયની નોંધ લેતી વખતે એ ઉપર થી સૂચવાતા ઉપરોક્ત વિચારોના સંબંધમાં આટલી નોંધ કરી આ પ્રસ્તુત પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

છેવટે, આ મહાન પ્રયાસમાં, પૂજ્ય પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજ, પ્રો. ડી. આર. ભાંડારકર, એમ્. એ. આદિ જે સજ્જનો અને પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે મદદકર્તા થયા છે તે બધાનો હૃદયપૂર્વક આભાર માનું છું અને આશા રાખું છું કે ઇતિહાસ રસિક અને વિજ્ઞ સજ્જનો આ સંગ્રહનો લાભ લઇ મારા પરિશ્રમને સફળ કરશે. मंगलमस्तु !

ગુજરાત પુરાતત્ત્વ મંદિર
અમદાવાદ
અષાઢ શુક્લ ૧ વી. નિ. ૨૪૪૭

મુનિ જિનવિજય.

# સ્વર્ગસ્થ ઝવેરી કલ્યાણભાઈ અમીચંદનું જીવનચરિત્ર.

આ પરોપકારી સખી સદ્‌ગૃહસ્થનો જન્મ વડોદરા રાજ્યના એક જાણીતા, સર્વ સાધન સંપન્ન રાજ્યઝવેરી અમીચંદભાઈના કુટુંબમાં થયો હતો.

તેમના માતપિતાએ આપેલું કલ્યાણભાઈ એ નામ તેમની ભવિષ્યની બધી કારકીર્દી તથા તેમનું દરરોજનું પ્રફુલ્લિત વદન જોતાં યથાર્થ હતું.

તેઓએ મેટ્રીક સુધી વિદ્યાભ્યાસ કર્યો હતો. તેઓ બાલ્યાવસ્થાથીજ અનેક સાધુજનોના સમાગમમાં આવવા પામ્યા હતા, અને તેથી તેમનામાં સરળતા, દયા, ક્ષમા, શાંતિ, વિવેક, વિનય, દૃઢ શ્રદ્ધા, નિર્લોભતા, વગેરે એક સાચા જૈનને છાજતા ઉમદા ગુણોએ એકીસાથે આવી વાસ કર્યો હતો, જેમ ચંપાનું ફુલ રૂપ, રસ અને ગંધથી ભરપૂર હોઇ સુંદર અને પ્રિય લાગે છે, તેમજ તેમનામાં શ્રધ્ધા, વિવેક અને ક્રિયારૂપી ત્રણે ગુણોનું એકીકરણ થયું હતું, જે તેમના પરિચયમાં આવનાર હરેક જનને સ્પષ્ટ જણાઇ આવતું હતું. તેમનામાં ભલમનસાઇ, સાદાઇ અને પરોપકાર વૃત્તિ એ ત્રણ ગુણો એટલા બધા ખીલેલા હતા કે સ્વાર્થસાધકવૃત્તિઓ તેમની સમીપમાં પણ ફરકી શકતી નહોતી.

પૂર્વ પ્રારબ્ધવશાત્ તેઓ નામનાજ સંસારી અવસ્થામાં રહ્યા હતા; પણ વાસ્તવિક રીતે તેમનું જીવન તો એક ભાવ સાધુને છાજે તેવું વિરકત, સાદું અને નિસ્પૃહ હતું. રાજકીય પરિવર્તનની સાથે શ્રીમંત કૈલાસવાસી ખંડેરાવ મહારાજના સ્વર્ગવાસ બાદ શ્રીમંત મલ્હારરાવ મહારાજની કારકીર્દીમાં રાજ્યાશ્રિત આ-

કુટુંબને આર્થિક સ્થિતિમા ઘણું ખમવું પડ્યું હતું. છતાં તેઓ પોતાના ઉપરોક્ત સદ્ગુણોને લીધે પોતાની માનસિક સ્થિતિને હમેશાં એકજ રૂપમાં રાખી શક્યા હતા.

તેમનામાં બુદ્ધિબળ, ચારિત્ર, અને ખંત એટલા પ્રમાણમાં હતાં કે જો તેઓ ધારત તો કોઇ પણ ધંધામાં લાખો રૂપીઆ પેદા કરી શકત.

પણ તેમના આખા જીવનમાં લોકોનું હરેક પ્રકારે ભલું કરવું એજ તેમનો ઉદ્યોગ અને ઉદ્દેશ હતો.

૧૯૫૪ ના ભયંકર પ્લેગ વખતે વડોદરા શહેરમાં રોજ ત્રણસેં એટલા પ્રમાણમાં મરણ થતાં હતાં. અને લોકો હરેક રીતે ત્રાસથી બહાર નાસતા હતા, તે વખતે કલ્યાણભાઇએ મહાજનની પ્લેગ. હોસ્પીટાળના સેક્રેટરી તરીકે પોતાની જીંદગીના જોખમે પણ લોક સેવા બજાવી પોતાની પરોપકારવૃત્તિનું આદર્શ ઉદાહરણ દેખાડી આપ્યું હતું. સંવત ૧૯૫૬ ની સાલમાં દેશવ્યાપી ભયંકર દુકાળ પડયો તે વખતે પણ વડોદરા શહેરની પ્રજાને અનેક પ્રકારે મદદ આપી સેવા બજાવી હતી. જેમ તેઓ સાર્વજનિક કામોમાં ઉત્સુકતા ભર્યો ભાગ લેતા હતા, તેવીજ રીતે ધર્મિક કામોમાં પણ હમેશાં પોતાનો બનતો હીસ્સો આપતા હતા. દાખલા તરીકે વડોદરામાં જ્યારે ત્રીજી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ મળી, તે વખતે તેમણે સ્વાગત કમિટિના જનરલ સેક્રેટરી તરીકે કેટલાક મહીનાઓ સુધી રાતદિવસ કામ કરી પોતાની ધર્મપ્રિયતા પ્રત્યક્ષ દેખાડી આપી હતી. પોતાના આવી જાતના સદ્ગુણો અને પરોપકાર વૃત્તિને લીધે તેઓ લોકોમાં ઘણાજ માનીતા થઇ પડયા હતા. તેઓ વડોદરા રાજ્યના સુધરાઇ ખાતાની કમીટીના એક સભાસદ હતા. રાજદરબારમાં પણ તેમનું ઘણું સારૂં માન હતું, અને તેઓ વડોદરા રાજ્યના મુખ્ય ઝવેરી હતા. વળી લોકો તેમને 'દરબાર' 'પરદુઃખભંજન,' 'સમાધાની' વગેરે અનેક નામોથી સંબોધતા હતા. તેમણે લોકોનો વિશ્વાસ એટલે સુધી મેળવ્યો હતો કે અનેક મનુષ્યો તેમની સાથે

વિગ્રહ, કુટુંબકલેશ આદિ પોતાના સુખદુઃખોની વાતો કરતા, અને તેમની પાસેથી તેનું સમાધાન મેળવતા હતા. તેમનું અંતર જેવું નિર્મળ હતું, તેવું જ બાહ્ય વર્તન પણ વિશુદ્ધ હતું. તેમણે પોતાની આખી જીંદગી સર્વથા નિર્દોષ રીતે ગાળી હતી, તેમ કહેવામાં કાંઇ અતિશયોકિત નથી. અને તે એકજ ઉદાહરણથી જણાઇ આવશે કે પોતાના મરણ સમયે આખા જીવનમાં કરેલાં કાર્યોની પર્યાલોચના કરતાં તેમને ફકત એક જ દોષ જણાઇ આવ્યો હતો. અને તે બીલકુલ નજીવો હોવા છતાં તે વિષયમાં તેમને ઘણું લાગી આવ્યું હતું અને તે દોષ એ હતો કે તેઓ પોતાની પાંચ વર્ષની વયે પોતાના સ્નેહીને ત્યાંથી હાથીદાંતનું એક રમકડું ભૂલમાં ઉપાડી લાવ્યા હતા. તે પોતાના દોષને સંભારી અંત સમયે તેમણે આજ્ઞા કરી હતી કે રમકડું તેના માલીકને પાછું આપી દેવું અને આટલા સમય સુધી તે રાખવામાં આવ્યું તે માટે પાપના પ્રાયશ્ચિત તરીકે પાંચ રૂપીઆ તે રમકડા સાથે મોકલી આપવા. આ ઉદાહરણ તેમના બાળક જેવા નિર્દોષ, સાધુ જેવા સાત્વિક અને સંત જેવાં પવિત્ર જીવનનો સંપૂર્ણ પરિચય આપે છે. તેમની ધર્મચુસ્તતા પણ એટલી બધી દૃઢ હતી કે પોતાના જીવનના અંતસમય સુધી દેવમંદિરમાં જઇ પ્રભુનાં દર્શન કર્યા વગર કોઇ પણ કાર્ય કરતા ન હતા.

આશા રાખીશું કે જૈન સમાજમાં બલકે સમગ્ર હિંદુસ્થાનમાં એક નહિ પણ અનેક આપણા ચારિત્ર નાયક જેવા કલ્યાણભાઇઓ ઉત્પન્ન થાઓ, અને લોક કલ્યાણ કરવામાં તત્પર રહો.

તેમને તેમના મરણ પૂર્વે છ માસ અગાઉ તેમના અંતસમયનું ભાન થયું હતું. તે સમયે તેમણે કાગળ લખી રાખ્યો હતો, અને તે બીડીને તેના ઉપર સૂચના લખી હતી કે 'મારા મરણ બાદ લાલભાઇએ તે પત્ર ફોડીને વાંચવો.' કરોડો રૂપીયાના વારસથી પણ વધુ અમૂલ્ય આ ગુણ શ્રીમંત પિતાનો સદ્બોધ તેમના હૃદયની ઉચ્ચતાનો પડઘો પાડે છે.

---

પ્રાચીન જૈન લેખ સંગ્રહમાં આવેલ લેખોની સાલવાર

# અનુક્રમણિકા.

૫૧૦ વનરાજ ચાવડાના ગુરૂ શીલગુણસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિ ( નાગેન્દ્રગચ્છ ) ની મૂર્તિ.

સંવત લેખાંક

૧૩૫૬ ૫૭, ૫૩૭

૧૩૫૯ ૪૨૫.

૧૩૬૧ ૫૨૨ સોમસૂરિ શિષ્ય-ભાનદેવસૂરિ.

૧૩૬૬ ૨૮૫, ૪૪૭

૧૩૬૯ ૧૧૨

૧૩૭૦ ૫૫૮

૧૩૭૧ ૩૪ થી ૩૬

૧૩૭૩ ૫૨૮

૧૩૭૮ ૧૩૨ ૧૩૪, ૧૩૮, ૧૪૦ થી ૧૪૨, ૧૪૪, ૧૪૫, ૧૪૮ ૧૫૫, ૧૬૯ ૧૬૦. ૧૬૪ ૧૬૮, ૧૭૯, ૧૮૩, ૧૮૯, ૧૯૧, ૧૯૬, ૧૯૮, ૨૦૨, ૨૦૬ ૨૧૬. ૨૧૯, ૨૨૬, ૨૩૩, ૨૩૭, ૨૩૮, ૨૪૪, ૨૯૨

૧૩૭૯ ૧૧૯, ૧૨૦, ૧૩૨

૧૩૮૨ ૧૪૯

૧૩૮૪ ૧૨૪, ૧૨૫.

૧૩૮૭ ૫૦૮

૧૩૮૯ ૧૮૮, ૨૪૧

૧૩૯૪ ૧૪૬, ૧૫૮, ૧૬૨, ૧૭૮ ૨૮૭, ૧૯૪, ૨૦૩, ૨૨૩, ૨૨૮, ૩૫૯

૧૩૯૫ ૧૭૩

૧૩૯૬ ૧૬૬

૧૩૯૮ ૨૩૫

૧૪૦૧ ૨૨૯

૧૪૦૮ ૨૩૯, ૨૪૦ કક્કસૂરિ (૨૩૯)

૧૪૧૨. ૩૮૦

૧૪૧૪ ૩૭ કક્કસૂરિના શિષ્ય દેવ-ગુપ્ત

૧૪૨૬ ૨૭૪, ૨૭૫ સાવદેવસૂરિ

૧૪૨૯ ૪૧૦, ૫૨૧, (ઉદયદેવસૂરિ ૪૧૦ )

૧૪૩૦ ૫૧૭

૧૪૩૩ ૫૩૧

૧૪૪૨ ૨૭૬

૧૪૪૩ ૩૩૫

૧૪૫૨ ૫૧૬

૧૪૭૫ ૩૭૦

૧૪૮૫ ૫૯, ૩૬૭, ૩૬૮

૧૪૯૬ ૬૦, ૩૦૭

૧૫૦૫ ૪૦૯, ૪૧૬

૧૫૦૬ ૪૦૮

૧૫૦૭ ૩૧૧, ૪૩૩

૧૫૧૩ ૩૮૭

૧૫૧૫ ૧૨૭, ૨૫૯, ૪૧૩

૧૫૧૮ ૨૬૪, ૨૬૭

૧૫૨૦ ૨૪૫.

૧૫૨૧ ૨૫૭

૧૫૨૩ ૨૪૬, ૪૫૮, ૪૦૧ ચારિત્ર. સુંદરસૂરિ ( ૨૪૫ )

૧૫૨૫ ૨૪૯, ૨૫૧, ૨૫૭,

૧૫૨૬ ૨૮૨

૧૫૨૯ ૨૬૬, ૩૯૧

૧૫૩૦ ૪૧૧

૧૫૩૨ ૩૮૮

૧૫૩૩ ૩૮૯

૧૫૩૪ ૩૮૪, ૪૧૫

૧૫૩૫ ૩૧૨

૧૫૩૬ ૩૮૩

૧૫૪૩ ૪૦૦

૧૫૫૧ ૩૧૦

૧૫૫૨ ૩૧૩

| સંવત | લેખાંક |
|---|---|
| ૧૫૫૫ | ૩૮૫ |
| ૧૫૫૬ | ૩૧૪, ૩૧૫ ઉસવાલ ગચ્છે દેવનાથ ? સૂરિ ઉદયસાગરસૂરિ. |
| ૧૫૬૬ | ૨૬૩, ૨૬૮ |
| ૧૫૬૮ | ૩૩૮, ૪૧૮ |
| ૧૫૬૯ | ૩૩૮, ૪૩૨ |
| ૧૫૭૧ | ૩૩૯ |
| ૧૫૮૭ | ૧ થી ૩ |
| ૧૫૯૭ | ૩૩૬ |
| ૧૬૧૧ | ૩૦૮, ૪૩૧ |
| ૧૬૧૪ | ૪૧૭ |
| ૧૬૨૦ | ૪થી૧૦ |
| ૧૬૨૩ | ૪૧૪ |
| ૧૬૩૦ | ૪૧૨ |
| ૧૬૩૭ | ૪૨૧ |
| ૧૬૪૦ | ૧૧ |
| ૧૬૪૪ | ૩૭૯, ૪૫૦, |
| ૧૬૪૭ | ૩૦૯ |
| ૧૬૪૯ | ૪૫૧, ૪૫૨ |
| ૧૬૫૦ | ૧૨, ૩૩ |
| ૧૬૫૨ | ૧૩ |
| ૧૬૫૩ | ૪૪૧ |
| ૧૬૫૪ | ૪૫૩ |
| ૧૬૫૬ | ૪૪૬, ૪૫૪, |
| ૧૬૫૯ | ૪૫૬ |
| ૧૬૬૧ | ૨૩૬ |
| ૧૬૬૨ | ૫૧૧ |
| ૧૬૬૩ | ૫૦૧ |
| ૧૬૬૪ | ૫૧૨, ૫૧૩ |
| ૧૬૬૬ | ૪૯૭, ૫૦૨, ૫૦૩ |
| ૧૬૬૭ | ૪૨૦ |
| ૧૬૬૮ | ૩૩૮ |
| ૧૬૬૯ | ૪૩૫ |
| ૧૬૭૩ | ૫૩૨ |
| ૧૬૭૪ | ૩૩૭ |
| ૧૬૭૫ | ૧૫, ૧૭ થી ૨૦ થી ૨૨ થી ૨૪, ૨૭૭, ૨૭૮, ૨૯૩ ૨૯૫. |
| ૧૬૭૬ | ૨૧, ૨૫ |
| ૧૬૭૭ | ૪૩૪, ૪૩૮ થી ૪૪૦, ૪૪૩, ૪૫૭, ૪૫૮ |
| ૧૬૮૧ | ૩૫૪, ૩૫૮, ૪૯૧, ૫૩૮ |
| ૧૬૮૨ | ૨૬, ૫૪૧, ૫૪૨ |
| ૧૬૮૩ | ૨૭, ૬૧, ૩૫૫, ૩૫૬ |
| ૧૬૮૪ | ૨૮, ૩૫૯, ૪૩૭ |
| ૧૬૮૬ | ૨૯, ૩૪૧, ૩૬૬, ૩૯૩, થી ૩૯૫, ૩૯૮, ૩૯૯, ૪૨ |
| ૧૬૮૭ | ૪૩૬ |
| ૧૬૯૪ | ૧૬૩ |
| ૧૬૯૬ | ૧૩૦ |
| ૧૭૦૦ | ૩૯૦ |
| ૧૭૦૯ | ૫૧૪ |
| ૧૭૧૦ | ૩૧, ૩૨ |
| ૧૭૧૩ | ૫૧૫ |
| ૧૭૨૧ | ૩૪૦ |
| ૧૭૩૨ | ૫૪૦ |
| ૧૭૬૫ | ૩૪૪ |
| ૧૭૭૧ | ૨૬૯ |
| ૧૭૭૮ | ૫૩૩ નેમિચંદ્રસૂરિ |
| ૧૮૩૮ | ૪૬૦ |
| ૧૮૪૪ | ૫૩૪ વિજયલક્ષ્મી |
| ૧૮૫૪ | ૫૩૯ |
| ૧૮૬૭ | ૫૫૭ |
| ૧૮૬૮ | ૫૦૫ |
| ૧૮૮૧ | ૫૩૫ |
| ૧૯૦૩ | ૩૨ અ ૩૧૬, ૩૧૭, ૫૫૬ |

# પ્રાચીન-જૈન-લેખ-સંગ્રહ.

| સંવત્ | | સૂરિ કે સાધુ | લેખાંક |
|---|---|---|---|
| ૯૯૬ | મહાવદ ૧૧ | બલભદ્રાચાર્ય-કેશવસૂરિની સંતતિ | ૩૧૮ |
| ૧૦૫૩ | મહાસુદિ ૧૩ રવિ પુષ્ય નક્ષત્ર | વાસુદેવાચાર્ય-શાન્તિભદ્રસૂરિ-સૂરાચાર્ય | ૩૧૮ |
| ૧૧૪૩ | વૈશાખ સુદિ ૩ ગુરૂવાર | અજીતદેવસૂરિ શિષ્ય વિજયસિંહસૂરિ | ૩૭૫ |
| ૧૨૦૦ | જેઠ વદ ૧ શુક્રવાર | નેમિચન્દ્રસૂરિ | ૧૫૩ |
| ૧૨૦૨ | અશાડ સુદિ ૬ સોમ | કકુદાચાર્ય | ૧૩૫-૧૪૩-૧૪૭-૧૫૦ |
| ૧૨૦૬ | જેઠ સુદિ ૯ મંગલ | અજીતદેવસૂરિ શિષ્ય વિજયસિંહસૂરિ | ૨૮૯ |
| ૧૨૦૬ | | શીલભદ્રસૂરિ શિષ્ય ચન્દ્રસૂરિ | ૧૫૭ |
| ૧૨૧૨ | મહાસુદિ ૧૦ બુધ | શીલભદ્રસૂરિ શિષ્ય ભરતેશ્વરાચાર્યૈઃ વૈરસ્વામિસૂરિભિઃ | ૨૧૯-૨૨૦ |
| ૧૨૧૨ | જેઠવદિ ૮ સોમ | કકુદાચાર્ય | ૨૨૪ |
| ૧૨૧૬ | વૈશાખસુદિ ૨ | નેમિચન્દ્રાચાર્ય શિષ્ય દેવાચાર્ય | ૨૯૬ |
| ૧૨૨૬ | વૈશાખસુદિ ૩ સોમ | આચાર્ય ધર્મઘોષસૂરિ | ૧૯૫ |
| ૧૨૩૮ | મહાસુદિ ૩ શનિ | સોમપ્રભસૂરિ | ૪૯૮ |
| ૧૨૪૫ | | કક્કસૂરિ | ૨૧૩ |
| ૧૨૫૧ | કાર્તિકસુદિ ૧ રવિ | શાલિભદ્રસૂરિ શિષ્ય સુમતિસૂરિ | ૩૨૭ |

| | | | |
|---|---|---|---|
| ૧૨૫૫ | આસોસુદિ ૭ બુધ | તિલકપ્રભસૂરિ | ૪૩૦ |
| ૧૨૫૯ | આષાઢસુદિ ૨ શનિ | ધર્મઘોષસૂરિ | ૨૯૯–૩૦૧ |
| ૧૨૭૫ | | રત્નપ્રભસૂરિ | ૨૭૯ |
| ૧૨૭૬ | | ધનેશ્વરસૂરિ ચન્દ્રસૂરિ | ૫૨ |
| ૧૨૭૬ | મહાસુદિ ૧૩ રવિ | ધર્મઘોષસૂરિ | ૨૯૮ |
| ૧૨૭૮ | | રત્નપ્રભસૂરિ ( જિનભદ્રસૂરિ શિષ્ય ? ) | ૨૧૯ |
| ૧૨૮૭ | દેવકીય ચૈત્ર વદિ ૩ | કૃષ્ણર્ષિય નયચન્દ્રસૂરિ | ૬૫ |
| ૧૨૮૮ | | પદ્મદેવસૂરિ | ૮૨ |
| ૧૨૯૩ | વૈશાખસુદિ ૧૫ શનિ | નવાંગ વૃત્તિકાર અભયદેવસૂરિ સન્તાનીય ધર્મઘોષસૂરિ | ૮૪ |
| ૧૨૯૪ | | સિદ્ધિસાગર સન્તાનીય સિદ્ધિસેનસૂરિ પટ્ટે દેવભદ્રસૂરિ મૂર્તિ મલયચન્દ્રસૂરિના શિષ્યે કરાવી | ૫૩૦ |
| ૧૨૯૯ | ચૈત્રસુદિ ૧૧ શુક્ર | રત્નપ્રભ ઉપાધ્યાય શિષ્ય પૂર્ણચન્દ્ર ઉપાધ્યાય | ૩૨૧ |
| ૧૩૦૨ | જેઠવદિ ૨ ગુરૂ | પંડિત રાયકીર્તિ–પંડિત પાસચન્દ્ર | ૪૬૯ |
| ૧૩૦૮ | મહાસુદિ ૬ ગુરૂ | અમરચન્દ્રસૂરિ | ૧૩૭ |
| ૧૩૧૦–૧૩૩૮ | | પરમાનન્દસૂરિ ( હરિભદ્રસૂરિ શિષ્ય ? ) | ૨૭૯ |
| ૧૩૨૩ | | ધનેશ્વરસૂરિ | ૩૬૩ |
| ૧૩૨૩ | | ઉદયદેવસૂરિ | ૪૯૨ |
| ૧૩૩૦ | ચૈત્રવદ ૭ શનિ | મુનિરત્નસૂરિ | ૪૯૩ |
| ૧૩૩૦ | ચૈત્રવદ ૭ શનિ | જિનપ્રબોધસૂરિ ( ખરતર ? ) | ૨૯૧ |
| ૧૩૩૮ | જેઠસુદિ ૧૪ શુક્ર | ચક્રેશ્વરસૂરિ સન્તાનીય જયસિંહસૂરિ–શિષ્ય સોમપ્રભસૂરિ શિષ્ય વર્ધમાનસૂરિ | ૨૮૪ |
| ૧૩૭૩ | જેઠસુદ ૧૨ ને સોમ | સૈદ્ધાન્તિક વિનયચન્દ્રસૂરિની મૂર્તિની શુભચન્દ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી. | ૫૨૮ |

| | | | |
|---|---|---|---|
| ૧૩૭૮ | જેઠવદ ૯ સોમ | કક્કસૂરિ ( ઉપકેશગચ્છીય કુકુદાચાર્ય સન્તાને ? ) | ૨૦૬ |
| ૧૩૭૮ | ,, ,, | હેમપ્રભસૂરિ શિષ્ય રામચન્દ્રસૂરિ ચૈત્ર ગચ્છ ? | ૨૦૨ |
| ૧૩૭૮ | વૈશાખવદ ૯ | સોમપ્રભસૂરિ | ૧૯૮ |
| ૧૩૯૪ | | જિનચન્દ્રસૂરિ | ૧૮૭ |
| ૧૩૯૪ | | ધર્મતિલકસૂરિ | ૧૪૬ |
| ૧૩૯૪ | | મુનિચન્દ્રસૂરિ | ૧૫૮ |
| ૧૪૧૪ | વૈશાખ સુદ ૧૦ ને ગુરૂ | કક્કસૂરિ શિષ્ય દેવગુપ્ત | ૩૭ |
| ૧૫૦૬ | મહાવદ ૧૦ ને ગુરૂ | શાન્તિસૂરિ | ૪૦૮ |
| ૧૫૨૩ | વૈશાખસુદ ૧૩ ગુરૂ | ચારિત્રસુન્દરસૂરિ | ૨૪૬ |
| ૧૫૪૩ | જેઠસુદ ૧૧ શનિ | જ્ઞાનસાગરસૂરિ પટ્ટે ઉદયસાગર | ૪૦૦ |
| ૧૫૫૬ | વૈશાખસુદ ૬ શનિ | ઉદયસાગરસૂરિ | ૩૧૫ |
| ૧૬૯૪ | | પંડિત હીરચન્દ્રગણિ–પંડિત કુશલભદ્રગણિ – અમરચન્દ્રગણિ–રામચન્દ્રમુનિ-ઇન્દ્રચન્દ્રમુનિ | ૧૬૩ |
| ૧૭૭૮ | ભાદરવાસુદ ૮ રવિ | પાસચન્દ્રસૂરિ ભટ્ટારક નેમચન્દ્રસૂરિ | ૫૩૩ |
| ૧૮૪૪ | વૈશાખસુદ ૧૦ ગુરૂ | વિજયલક્ષ્મીસૂરિ | ૫૩૪ |
| ૧૯૦૩ | વૈશાખસુદ ૧૧ ગુરૂ | પંડિત શીવસુંદર | ૩૧૭ |
| | | ઉદયવલ્લભસૂરિ | ૨૫૩ |

| | |
|---|---|
| કકુભાચાર્ય શિષ્ય ભટ્ટારક થૂલભદ્ર | ૩૭૪ |
| અભયદેવસૂરિ (નવાંગીટીકાકાર) સન્તાનીય ચન્દ્રસિંહ | ૩૧૨ |
| જિનભદ્રસૂરિ | ૨૭૯ |
| નેમચન્દ્રસૂરિ | ૧૧૪ |
| ધર્મચન્દ્રસૂરિ | ૧૧૮ |
| નન્નસૂરિ–કક્કસૂરિ | ૧૫૬ |
| બપ્પભટ્ટિ | ૧ |
| માણિકસૂરિ પટ્ટે માનદેવસૂરિ | ૧૧૭ |
| મુનિસિંહ | ૬૩ |
| યશ:કીર્તિ | ૪૪૯ |
| યશશ્ચન્દ્ર ઉપાધ્યાય શિષ્ય પદ્મચન્દ્ર | ૩૭૩ |
| હેમસૂરિ | ૩૫૨ |

## અંચલ-ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૬૭૬ ફાગણ સુદ ૨ શુક્ર રેવતિ નક્ષત્ર | વિનયચન્દ્રગણિવાચક શિષ્ય દેવસાગર મુનિ | ૨૧ |
| ૧૬૮૩ મહા સુદિ ૧૩ સોમ | હેમમૂર્તિ ગણિ મહોપાધ્યાય. | ૨૭ |
| | દેવસાગરગણિવાચક વિજયમૂર્તિગણિ પંડિત વિનયશેખરગણિ પંડિત શિષ્ય રવિશેખરગણિ મુનિ | ૨૭ |
| ૧૯૨૧ મહા સુદ ૭ ગુરૂ | મુનિદેવચન્દ્રગણિ માણિકયસાગર શિષ્ય વિનયસાગર | ૩૨A |
| | વાચક વિનયસાગર. | |

| | જન્મ | દેવલોક |
|---|---|---|
| ૪૭ આર્યરક્ષિત ( વિજયચન્દ્ર સૂરિ ) | ૧૧૩૬ | ૧૨૩૬ |
| ૪૮ જયસિંહ | ૧૧૭૯ | ૧૨૬૮ |
| ૪૯ ધર્મઘોષ | ૧૨૦૮ | ૧૨૬૮ |
| ૫૦ મહેન્દ્રસિંહ | ૧૨૨૮ | ૧૩૦૯ |

| | | | |
|---|---|---|---|
| ૫૧ | સિંહપ્રભ | ૧૨૮૩ | ૧૩૧૩ |
| ૫૨ | અજીતસિંહ | ૧૨૮૩ | ૧૩૩૯ |
| ૫૩ | દેવેન્દ્રસિંહ | ૧૨૯૯ | ૧૩૭૧ |
| ૫૪ | ધર્મપ્રભ | ૧૩૩૧ | ૧૩૯૩ |
| ૫૫ | સિંહતિલક | ૧૩૪૫ | ૧૩૯૫ |
| ૫૬ | મહેન્દ્ર | ૧૩૬૩ | ૧૪૪૪ |
| ૫૭ | મેરૂતુંગ | ૧૪૦૩ | ૧૪૭૧ |
| ૫૮ | જયકીર્તિ | ૧૪૩૩ | ૧૫૦૦ |
| ૫૯ | જયકેસરિ | ૧૪૬૧ | ૧૫૪૨ |
| | ( સં. ૧૫૨૩ વૈશાખ સુદિ ૧૧ બુધ. ૪૦૧ ) | | |
| ૬૦ | સિદ્ધાન્તસાગર | ૧૫૦૬ | ૧૫૬૦ |
| ૬૧ | ભાવસાગર | ૧૫૧૦ | ૧૫૮૩ |
| ૬૨ | ગુણનિધાન ( ગુણસમુદ્ર ) | ૧૫૪૮ | ૧૬૦૨ |
| ૬૩ | ધર્મમૂર્તિ | ૧૫૮૫ | ૧૬૭૦ |
| ૬૪ | કલ્યાણસાગર | ૧૬૩૩–૧૬૭૦–૧૭[illegible]૮ | |
| ૬૫ | અમરસાગર | ૧૬૯૪ | ૧૭૬૨ |
| ૬૬ | વિદ્યાસાગર | ૧૭૪૭ | ૧૭૯૭ |
| ૬૭ | ઉદયસાગર | ૧૭૬૭ | ૧૮૨૬ |
| ૬૮ | કીર્તિસાગર ( સિંધુ ) | ૧૭૯૬ | ૧૮૪૩ |
| ૬૯ | પુણ્યસાગર | ૧૮૧૭ | ૧૮૭૦. |
| ૭૦ | રાજેન્દ્રસાગર | | ૧૮૯૨ |
| ૭૧ | મુક્તિસાગર | ૧૮૫૭ | ૧૯૧૮ |
| ૭૨ | રત્નસાગર ( ઉદધિ ) | ૧૯૨૧ માં પ્રતિષ્ઠા કરી. | |
| ૭૩ | વિવેકસાગર | | |

---

સંવત્ **ઉકેશ–ગચ્છ.** લેખાંક

૧૩૧૫ વૈશાખ વદ ૭ ગુરૂ સિધ્ધાચાર્ય સન્તાનીય શ્રાવકે સિધ્ધ-સૂરિની મૂર્તિ કરાવી પ્રતિષ્ઠા કરી કક્કસૂરિ ૫૫૩

---

| સંવત્ | ઉપકેશી-ગચ્છ. | લેખાંક |
|---|---|---|
| ૧૩૧૫ | વૈશાખ વદ ૭ ગુરૂ. સિદ્ધાચાર્ય સન્તાનીય શ્રાવકે સિદ્ધસૂરિની મૂર્ત્તિ કરાવી પ્રતિષ્ઠા કરી કક્કસૂરિ | ૫૫૩ |
| ૧૩૭૮ | જેઠ વદ ૯ સોમ. કકુદાચાર્ય સન્તાન કક્કસૂરિ | ૨૦૬ |
| ૧૪૫૨ | વૈશાખ સુદ ૩ બુધ. કકુદાચાર્ય સન્તાન કક્કસૂરિ મૂર્તિ પ્ર૦ દેવગુપ્તસૂરિ | ૫૧૬ |
| ૧૫૩૪ | મહા સુદ ૯ કકુદાચાર્ય સન્તાન દેવગુપ્તસૂરિ | ૪૧૫ |

## ઓસવાલ-ગચ્છ

| | | |
|---|---|---|
| ૧૫૫૬ | વૈશાખ સુદ ૬ શનિ દેવનાગસૂરિ | ૩૧૪ |

## કામ્યક-ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૧૦૦ | ભાદરવા વદ ૨ સોમ કલ્યાણક દિને નિવર્તક કુલના કામ્યક ગચ્છમાં થએલા આચાર્ય વિષ્ણુસૂરિના પટ્ટધર આચાર્ય મહેશ્વરસૂરિ સાધુ સર્વદેવ | ૫૪૪ |

## કોરંટ-ગચ્છ ( પાનું. ૨૩ )

| | | |
|---|---|---|
| ૧૨૭૪ | ફાગણ સુદ ૫ ગુરૂ. કક્કસૂરિ શિષ્ય સર્વદેવસૂરિ મૂર્તિ-કક્કસૂરિ | ૫૫૨ |
| ૧૪૦૮ | વૈશાખ સુદ ૫ ગુરૂ. નન્નસૂરિ પટ્ટે કક્કસૂરિ | ૨૩૯ ૨૪૦ |
| ૧૪૨૬ | વૈશાખ સુદ ૨ રવિવાર કક્કસૂરિ પટ્ટે સાવદેવસૂરિ | ૨૭૪ |

નન્નાચાર્ય સન્તાન

| | | |
|---|---|---|
| ૧૪૦૮ | વૈશાખ સુદ ૫ ગુરૂવાર | ૨૩૯-૨૪૦ |
| ૧૨૧૨ | જેઠ વદ ૮ મંગળ | ૨૪૮ |
| ૧૪૨૬ | વૈશાખ સુદ ૨ રવિ | ૨૭૪ |
| ૧૩૩૧ | મહા સુદ ૧૩ | ૫૫૫ |

## કુવલા-ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૯૦૩ | વૈશાખ સુદ ૧૧ ગુરૂ. કક્કસૂરિ-શિવસુન્દર મુનિ | ૩૧૬ |

## કાસહૃદ ( કોસહૃદ ) ગચ્છ ( પાનું. ૯૫-૧૧૧ )

| | | |
|---|---|---|
| ૧૨૨૨ | ફાગણ સુદ ૧૩ રવિ ઉદ્યોતનાચાર્ય સન્તાન | ૨૩૦ |

૧૨૪૫ વૈશાખ વદ ૫ ગુરૂ ઉદ્યોતનાચાર્યીય સિંહસૂરિ ૨૧૧
૧૨૪૫ સિંહસૂરિ ૧૭૪ થી ૧૭૭-૧૮૦
૧૬૯ થી ૧૭૨

## ખરતર-ગચ્છ.

૩૭ સર્વદેવસૂરિ
૩૮ ઉદ્યોતનસૂરિ
૩૯ વર્ધમાનસૂરિ
૪૦ જિનેશ્વરસૂરિ (ખરતર બિરૂદ)
૪૧ જિનચન્દ્ર

| | જ. | આ. | મ. |
|---|---|---|---|
| ૪૨ અભયદેવસૂરિ (નવાંગી) | | | |
| ૪૩ જિનવલ્લભ | | | |
| ૪૪ જિનદત્ત | ૧૧૩૨ | ૧૧૬૯ | ૧૨૧૧ |
| ૪૫ જિનચન્દ્ર | ૧૧૪૧ | ૧૨૦૫ | ૧૨૨૩ |
| ૪૬ જિનપતિ | ૧૨૧૦ | ૧૨૨૩ | ૧૨૭૭ |
| ૪૭ જિનેશ્વર | ૧૨૪૫ | ૧૨૭૮ | ૧૩૩૦ |
| ૪૮ જિનપ્રબોધ | ૧૨૮૫ | ૧૩૩૩ | ૧૩૪૧ |
| ૪૯ જિનચન્દ્ર | ૧૩૨૬ | ૧૩૪૧ | ૧૩૭૬ |
| ૫૦ જિનકુશલ | ૧૩૩૦ | ૧૩૭૭ | ૧૩૮૯ |
| ૫૧ જિનપદ્મ | ૧૩૮૨ | ૧૩૯૦ | ૧૪૦૦ |
| ૫૨ જિનલબ્ધિ | | ૧૪૦૦ | ૧૪૦૬ |
| ૫૩ જિનચન્દ્ર | | ૧૪૦૬ | ૧૪૧૫ |
| ૫૪ જિનોદય | ૧૩૭૫ | ૧૪૧૫ | ૧૪૩૨ |
| ૫૫ જિનરાજ | | | ૧૪૬૧ |
| ૫૬ જિનભદ્ર (જિનવર્ધન) | | ૧૪૭૫ | |
| ૫૭ જિનચન્દ્ર | ૧૪૮૭ | ૧૫૧૫ | ૧૫૩૭ |
| ૫૮ જિનસમુન્દ્ર | ૧૫૦૬ | ૧૫૩૩ | ૧૫૫૫ (૪૧૬) |
| ૫૯ જિનહંસ | ૧૫૨૪ | ૧૫૫૫ | ૧૫૮૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૬૦ | જિનમાણિક્ય | ૧૫૪૯ | ૧૫૮૨-૧૬૧૨(૪૩૧ | |
| ૬૧ | જિનચન્દ્ર | ૧૫૯૪ | ૧૬૧૨ | ૧૬૭૦ |
| ૬૨ | જિનસિંહ | ૧૬૧૫ | ૧૬૭૦ | ૧૬૭૪ |
| ૬૩ | જિનરાજ | ૧૬૪૭ | ૧૬૭૪ | ૧૬૯૯ |
| ૬૪ | જિનરત્ન | | ૧૬૯૯ | ૧૭૧૧ |
| ૬૫ | જિનચન્દ્ર | | ૧૭૧૧ | ૧૭૮૩ |
| ૬૬ | જિનસુખ | ૧૭૩૯ | | ૧૭૮૦ |
| ૬૭ | જિનભકિત | ૧૭૭૦ | ૧૭૮૦ | ૧૮૦૩ |
| ૬૮ | જિનલાભ | ૧૭૭૪ | ૧૮૦૪ | ૧૮૩૪ |
| ૬૯ | જિનચન્દ્ર | ૧૮૦૯ | ૧૮૩૪ | ૧૮૫૬ |
| ૭૦ | જિનહર્ષ | | ૧૮૫૬ | ૧૮૯૨ |
| ૭૧ | ગુણસૌભાગ્ય | ૧૮૬૨ | ૧૮૯૨ | ૧૯૧૭ |
| ૭૨ | જિનસિંહ • | ૧૯૧૦ | ૧૯૧૭ | ૧૯૩૫ |
| ૭૩ | જિનહંસ | | | |

૧ સંવત્ ૧૧૬૭ માં મધુકર ખરતર શાખા ( ૪૩ ) જિનવલ્લભ વખતે નીકળી.

૨ રૂદ્રપલ્લીય ગચ્છ સંવત ૧૧૬૯માં જયશેખરે ૪૪ મી પાટ વખતે કાઢયો.

૩ સંવત ૧૩૩૧ માં લઘુ ખરતર ગચ્છ જિનસિંહસૂરિથી નીકળ્યો.

૪ સંવત ૧૪૨૨ માં વૈકટ નામનો ગણ શ્રીજિનેશ્વરસૂરિનો નીકળ્યો.

૫ પિપ્પલક શાખા જિનવર્ધનથી ૧૪૬૧ માં નીકળી.

જિનવર્ધન
|
જિનચન્દ્ર
|
જિનસાગર
|
જિનસુંદર

૬ સંવત ૧૫૬૪ માં શાન્તિસાગરથી આચાર્યીય ખરતર શાખા જિનસમુદ્રના વખતથી જુદી પડી.

૭ (૬૧) જિનચન્દ્રના વખતના ભાવહર્ષથી ભાવહર્ષીય ખરતર શાખા નીકળી.

૮ સંવત ૧૬૮૬ માં આચાર્ય જિનસાગર સૂરિથી લધ્વી આચાર્યીયખરતર શાખા નીકળી.

૯ સંવત ૧૭૦૦ માં રંગવિજયગણિથી રંગવિજય શાખા નીકળી.

૧૦ સારોપાધ્યાયથી સારીય ખરતર શાખા નીકળી.

૧૧ ૧૮૯૨ માં મંડોવરમાં મહેન્દ્રસૂરિથી ૧૧ મો ગચ્છભેદ થયો.

| | | |
|---|---|---|
| ૧૪૧૨ અશાડ વદ ૬ | ભુવનપતિ ઉપાધ્યાય પં. હરિપ્રભગણિ. મોદમૂર્તિગણિ. હર્ષમૂર્તિગણિ. પુણ્યપ્રધાનગણિ. | ૩૯૦ |
| ૧૫૦૫ | ઉદયશીવગણિ. | ૪૧૬ |
| ૧૬૧૧ | ધર્મસુન્દરગણિ. | ૪૩૧ |
| ૧૬૧૪ | ઉપાધ્યાય ધનરાજ પંડિત મુનિ મેરૂ. | ૪૧૭ |
| ૧૬૬૯ મહા સુદ ૫ શુક્ર | બૃહત્ ખરતર આદ્યપક્ષ જિનસિંહસૂરિ શિષ્ય જિનચન્દ્રસૂરિ. | ૪૩૫ |
| ૧૬૭૫ વૈશાખ સુદ ૧૩ શુક્ર | ભુવનકીર્તિગણિ. | ૧૫ |
| ૧૬૭૫ ,, ,, | જિનસાગરસૂરિ | ૧૯ |
| ,, ,, ,, | જયસોમ મહોપાધ્યાય | ,, |
| ,, ,, ,, | ગુણવિજયોપાધ્યાય | ,, |
| ૧૬૭૫ વૈશાખ સુદ ૧૩ શુક્ર | ધર્મનિધાનોપાધ્યાય | ૧૯ |
| ,, ,, ,, | આનન્દકીર્તિ પંડિત | ,, |
| ,, ,, ,, | ભદ્રસેન વાચક | ,, |
| ,, ,, ,, | રાજધીર પંડિત | ,, |
| ,, ,, ,, | ભુવનરાજ પંડિત | ,, |
| ૧૬૭૭ જેઠ વદ ૫ ગુરૂ | સમયરાજ ઉપાધ્યાય—વાચક હંસપ્રમોદ—વાચક સમયસુન્દર—વાચક પુણ્યપ્રધાન. | ૪૪૩ |

१५०३ महा सुद ६ गुरु શાન્તિસાગરસૂરિ બૃહત્ખરતર ગચ્છની ક્ષેમશાખાવાળા મહોપાધ્યાય હિતપ્રમોદના શિષ્ય પં૦ સરૂપ ૫૫૬

### ચન્દ્ર-ગચ્છ ( પા. ૭૪ )

१२३९ વૈશાખ સુદ ૫ ગુરૂ ચન્દ્રસૂરિ શિષ્યપૂર્ણભદ્રસૂરિ શાન્તિપ્રભસૂરિ ૩૫૧
१२७२ જેઠ વદ ૨ રવિ હરિભદ્રસૂરિ ૫૪૭
१२८६ ફાગણ સુદ ૨ રવિ મલયચન્દ્રસૂરિ શિષ્ય સંમતચન્દ્રસૂરિ १८२
१३०० વૈશાખ વદ ११ બુધ હરિભદ્રસૂરિ શિષ્ય યશોભદ્રસૂરિ ૫૪૫
१३१० વૈશાખ વદ ૫ ગુરૂ પરમાણંદસૂરિ શિષ્ય રત્નપ્રભસૂરિ ૨૮૦
१३०० વૈશાખ વદ ११ બુધ }
१३१५ ફાગણ વદ ७ શનિ } યશોભદ્રસૂરિ ૫૪૫-૫૪૬

અનુરાધા નક્ષત્ર

### ચૈત્ર-ગચ્છ ( ૩૯૮ )

१३७८ જેઠ વદ ૯ સોમ હેમપ્રભસૂરિ શિષ્ય રામચન્દ્રસૂરિ ૨૦૨
१६८६ વૈશાખ સુદ ૮ શનિ ચૈત્ર ગચ્છની શાર્દુલ શાખામાં રાજગચ્છાન્વયમાં થએલા ચન્દ્રસૂરિ શિષ્ય રત્નચન્દ્રસૂરિ-વાચક-તિલકચંદ્ર મુનિ રૂપચંદ્ર ૩૯૮

### જાલ્યોધર-ગચ્છ ( પાનું ૧૧૧ )

સોમપ્રભસૂરિ ૪૯૮
१२३८ મહા સુદ ૩ શનિ
१३३१ હરિપ્રભસૂરિ ૪૮૩
१३४९ ચૈત્ર વદ ૬ રવિ દેવસૂરિ સન્તાનીય હરિભદ્રસૂરિ શિષ્ય હરિપ્રભસૂરિ ૪૮૪

### તપ-ગચ્છ.

જા૦ આ૦ મ૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૪ | જગચ્ચન્દ્રસૂરિ | | ૧૨૮૫ | | |
| ૪૫ | દેવેન્દ્રસૂરિ | | ૧૩૨૭ | | |
| ૪૬ | ધર્મઘોષ | | ૧૩૫૭ | | |
| ૪૭ | સોમપ્રભ | ૧૩૧૦ | ૧૩૩૨ | ૧૩૭૮ | (૧૩૭૩) |
| ૪૮ | સોમતિલક | ૧૩૫૫ | ૧૩૭૩ | ૧૪૨૪ | |
| ૪૯ | દેવસુન્દર | ૧૩૯૬ | ૧૪૨૦ | ૧૪૫૬ | |
| ૫૦ | સોમસુન્દર | ૧૪૧૩ | ૧૪૫૨ | ૧૪૯૯ | |
| | | (૧૪૩૦ | ૧૪૫૭ | | ૧૪૯૯) |
| ૫૧ | (૧) મુનિસુન્દર | ૧૪૨૬ | ૧૪૭૦ | ૧૫૦૩ | |
| | | (૧૪૩૬ | ૧૪૭૮ | ૧૫૦૩) | |
| | (૨) જયચન્દ્ર (જયસુન્દર) | | | | |
| | \| વિશાલરાજ | | | | |
| ૫૨ | રત્નશેખર | ૧૪૫૭ | ૧૫૦૧ | ૧૫૧૭ | |
| ૫૩ | (૧) લક્ષ્મીસાગર | | | | |
| | (૨) ઉદયનંદિ | ૧૫૧૫ | | | ૧૨૯ |
| ૫૪ | સુમતિસાધુ–સુમતિસુન્દર | | | | |
| ૫૫ | (૧) હેમવિમલ | | | | |
| | (૨) કમલકલશ | | | | |
| | \| જયકલ્યાણ (૧૫૬૬) | | | | ૨૬૩ |
| | (૩) ઇન્દ્રનન્દિ (કુતુબપુરા) ૧૫૬૯ | | | | |
| | (૧) સૌભાગ્યનન્દિ (૧૫૭૧–૧૫૯૦) | | | | |
| | (૨) પ્રમોદસુન્દર (૧૫૭૧) | | | | |
| ૫૬ | આનન્દવિમલગણિ | | | | |
| ૫૭ | વિજયદાન .... | ૧૫૫૩ | ૧૫૮૭ | ૧૬૨૨ | |
| ૫૮ | હીરવિજયસૂરિ .... | ૧૫૮૩ | ૧૬૧૦ | ૧૬૫૨ | |
| ૫૯ | વિજયસેનસૂરિ .... | ૧૬૦૪ | ૧૬૫૨ | ૧૬૭૧ | |
| ૬૦ | વિજયદેવસૂરિ .... | ૧૬૩૪ | ૧૬૭૧ | ૧૭૧૩ | |
| ૬૧ | (૧) વિજયસિંહ | ૧૬૪૪ | ૧૬૮૨ | ૧૭૧૦ | |

૬૨ ( ૨ ) વિજયપ્રભ.... ૧૬૭૫ ૧૭૧૦ ૧૭૪૯
૬૩ વિજયરત્ન .... ૧૭૧૩ ૧૭૭૩
૬૪ વિજયક્ષમા .... ૧૭૩૨ ૧૭૭૩ ૦
૬૫ વિજયદયા
૬૬ વિજયધર્મ
૬૭ વિજયજિનેન્દ્ર
૬૮ વિજયદેવેન્દ્ર
૬૯ વિજયધરણેન્દ્ર

૧૫૨૫ ફાગણ શુદ ૭ સુધાનન્દનસૂરિ–સોમજયસૂરિ, મહોપાધ્યાય
શનિ રોહિણી જિનસોમગણિ ( લક્ષ્મીસાગરસૂરિ ૫૩ ) ૨૪૯
૧૫૨૫ પંડિત સત્યરત્નગણિ ૨૫૬
૧૫૬૬ ફાગણ સુદ ૧૦ જયસુન્દરસૂરિ પટ્ટે વિશાલરાજસૂરિ પટ્ટે રત્નશેખરસૂરિ પટ્ટે લક્ષ્મીસાગરસૂરિ સોમદેવસૂરિ શિષ્ય સુમતિસુન્દરસૂરિ શિષ્ય ગચ્છનાયક કમલકલશસૂરિ શિષ્ય જયકલ્યાણસૂરિ–ચરણસુન્દરસૂરિ ૨૬૩
૧૫૬૮ વૈશાખ સુદ ૭ વાર ગુરૂ પુષ્ય, પંડિત ચારિત્રસાધુગણિ ૪૧૮
૧૫૬૯ મહાસુદ ૧૩ મહોપાધ્યાય અનન્તહંસગણિ ૪૩૨
૧૫૮૭ વૈશાખ વદ ૬ લાવણ્યસમય પંડિત–વિવેકધીર ગણિ પંડિત–સમયરત્ન પંડિત ૧
૧૬૩૭ ( શાકે ૧૫૦૨ વૈશાખ સુદ ૩, ધર્મસાગર ઉપાધ્યાય ૪૨૧
ગુરૂ રોહિણી
૧૬૪૪ ( શાકે ૧૫૦૯ ) હીરવિજયસૂરિ મહોપાધ્યાય કલ્યાણ-
ફાગણ સુદ ૨ રવિવાર વિજય શિ૦ પં૦ લાભવિજય ગણિ પં૦ સોમકુશલ ગણિ કલ્યાણવિજય મહોપાધ્યાય શિ૦ ( ૧ ) લાભવિજયગણિ ( ૨ ) જયવિજય લાભવિજયગણિ શિ૦ ન્યાયવિજય શિ૦ યશોવિજય ૩૭૯

| | | |
|---|---|---|
| ૧૬૪૮ ( શાકે ૧૫૦૯ ) | કમલવિજય શિષ્ય હેમવિજય લાભ-વિજય-કીર્તિવિજય | ૪૫૦ |
| ૧૬૫૦ | કમલવિજયસૂરિ શિષ્ય હેમવિજયસૂરિ સહજસાગર શિષ્ય જયસાગર | ૧૨ |
| ૧૬૫૦ પ્રથમ ચૈત્ર ૧૫ | હીરવિજયસૂરિ ( ૫૮ ) શિષ્ય વિમલ હર્ષગણિ પં૦ દેવહર્ષગણિ પં૦ ધનવિજયગ૦ પં૦ જયવિજયગ૦ પં૦ જયવિમલગ૦ જસવિજય–હંસવિજય ગ૦ મુનિ વેસલ | ૩૩ |
| ૧૬૫૨ માગસર વદ ૨ સોમવાર પુષ્ય | કલ્યાણવિજય ગણિ મહોપાધ્યાય–ધન-વિજયગણિ પંડિત | ૧૩ |
| ૧૬૫૩ વૈશાખ સુદ ૪ બુધ | વિનયસુન્દરગણિ | ૪૪૧ |
| ૧૬૫૯ | વિવેકહર્ષ વિદ્યાહર્ષ | ૪૪૬ |
| ૧૬૬૧ આસો સુદ ૧૧ શુક્ર, | લબ્ધિસાગર મહોપાધ્યાય | ૨૩૬ |
| ૧૬૬૨ | મહોપાધ્યાય સોમવિજય ગણિ શિષ્ય વિજયસિંહ | ૫૧૨–૫૧૩ |
| ૧૬૬૨ વૈશાખ વદ ૦)) | સોમ | ૫૧૧ |
| ૧૬૬૫ | વાચક લબ્ધિસાગર, પંડિત વિજયકુશળ વિબુધ શિષ્ય ઉદયરુચિ સહજસાગર શિષ્ય જયસાગર | ૩૭૭ |
| ૧૬૭૫ મહાસુદ ૪ શનિ | પંડિત કુશલસાગરગણિ | ૨૭૭–૨૯૫ |
| ૧૬૮૧ પ્રથમ ચૈત્ર વદ ૫ ને વાર ગુરૂ | મહોપાધ્યાય વિદ્યાસાગરગણિ શિષ્ય પં૦ સહજસાગર ગણિ શિષ્ય પં૦ જયસાગરગણિ | ૩૫૪ |
| ૧૬૮૨ જેઠ વદ ૯ ગુરૂ | મહોપાધ્યાય વિવેકહર્ષ શિષ્ય મુક્તિ-સાગર | ૫૪૧–૫૪૨ |
| ૧૭૦૦ મહાસુદ ૧૨ બુધ | ઉપાધ્યાય ( સપ્તમ ચન્દ્રગણિ ) | ૩૯૦ |

| | | |
|---|---|---|
| ૧૭૦૯ ફાગણુ સુદ ૩ રવિ | ઉપાધ્યાય ભાનુચન્દ્રગણિ શિષ્ય પં૦ વિવેકચન્દ્ર | ૫૧૪ |
| ૧૭૧૦ જેઠ સુદ ૬ | વિનયવિજય વાચક | ૩૧ |
| ૧૭૧૦ જેઠ સુદ ૬ ગુરૂ | કીર્તિવિજય ગણિ મહોપાધ્યાય શિષ્ય વિનયવિજય ગણિ–ઉપાધ્યાય શાંતિવિજય ગણિ મેઘવિજય ગણિ દેવવિજય ગણિ | ૩૨ |
| ૧૭૧૩ મહાશુદ ૭ | વિજયપ્રભસૂરિ નિર્દેશાત્ દીપસાગર ગણિ | ૫૧૫ |
| ૧૭૨૧ જેઠ સુદ ૩ રવિ | વિજયસેનસૂરિ ભ૦ વિનયતિલકસૂરિ પટ્ટાલંકાર ભ૦ વિજયાનન્દસૂરિ પટ્ટોદ્યોત કારક વિજયરાજસૂરિ | ૨૬૯ |
| ૧૭૬૫ વૈશાખ સુદ ૨ | માણિક્યવિજય શિષ્ય જિતવિજય શિષ્ય કુશલવિજય | ૩૪૪ |

## થારાપદ્રીય-ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૧૧૯ | થારાપદ્રીય સન્તાન | ૧૫૪ |
| | ,, | ૧૬૦ |
| ૧૧૫૭ વૈશાખ સુદ ૧૦ | શાલિભદ્રસૂરિ | ૪૬૯ |
| ૧૧૬૧ | થિરાપદ્રિય ગચ્છ | ૨૯૭ |
| ૧૩૩૩ આશો સુદ ૧૪ સોમ | થારાપદ્ર ગચ્છ પૂર્ણચન્દ્રસૂરિ | ૪૦૨ |
| ૧૩૩૪ રાધ સુદ ૧૦ રવિ | થીયારાગચ્છ સર્વદેવસૂરિ સન્તાન. | ૪૯૮ |

## દેવાચાર્ય-ગચ્છ

| | | |
|---|---|---|
| ૧૧૭૨ | ઉદ્યોતનાચાર્ય મહેશ્વરામ્ના (ચે) દેવાચાર્ય ગચ્છ | ૩૨૩ |
| ૧૨૪૬ કારતક વદ ૨ | દેવાચાર્ય ગચ્છ | ૪૨૨ |

## નાગેન્દ્ર-ગચ્છ.

વનરાજના ગુરૂ શીલગુણસૂરિ

|

દેવચન્દ્રસૂરિ ( લેખાંક ૫૧૮ )

| | |
|---|---|
| ૯૧૦ | {શીલરુદ્રગણિ} {પાર્શ્વલગણિ} |
| | મહેન્દ્રસૂરિ |
| | \| |
| | શાન્તિસૂરિ |
| | \| |
| | આનન્દસૂરિ |
| | \| |
| | અમરસૂરિ |
| | \| |
| | હરિભદ્રસૂરિ |
| | \| |
| ૧૨૮૭-૯૩ | વિજયસેનસૂરિ (વસ્તુપાલ તેજપાલના ગુરૂ) (૩૮) |
| | \| |
| ૧૩૦૫ | (૧) ઉદયસેન ( નં. ૪૩-૬૪ ) |
| ૧૨૮૮ | (૨) ઉદયપ્રભ |
| ૧૩૦૨ | (૩) યશોદેવ |

---

| | |
|---|---|
| ૧૨૦૧ | માનતુંગાચાર્ય |
| ૧૨૯૧ | રત્નાકરસૂરિ |
| ૧૩૦૧ વૈશાખ સુદ ૯ શુક્ર | દેવચન્દ્રસૂરિ ( ૫૧૬ ) |
| ૧૩૨૬ મહા વદ ૨ રવિ | સોમપ્રભસૂરિ ( ૪૭૧ ) |
| ૧૩૪૩ વૈશાખ | મહેન્દ્રસૂરિ ( ૪૮૮ ) |
| ૧૩૭૧ | વિદ્યાસાગર |
| ૧૩૯૪ | દેવેન્દ્રસૂરિ |
| ૧૪૧૯-૨૧ | ગુણાકરસૂરિ |
| ૧૪૩૭ | પ્રદ્યુમ્નસૂરિ |
| ૧૪૪૭ | રત્નપ્રભસૂરિ ( રત્નાકરસૂરિ શિષ્ય ) |
| ૧૪૪૯-૬૫ | ઉદયદેવસૂરિ |
| ૧૪૮૩ | સિંહદત્તસૂરિ |
| ૧૪૮૫-૯૨ | ગુણસાગર |
| ૧૫૧૨ | ગુણસમુદ્ર |
| ૧૫૧૧ | વિજયપ્રભ |

૧૫૧૩-૨૨ વિનયપ્રભ ( પદ્મમાનંદસૂરિ શિષ્ય )
૧૫૨૫-૨૭ ગુણદેવસૂરિ
કમલચન્દ્રસૂરિ
૧ દેવેન્દ્રસૂરિ ( ૧૫૦૬ )
૨ હેમરત્ન ( ૧૫૨૭-૨૯ )
૧૫૨૯ મહા સુદ ૫ રવિ સોમરત્નસૂરિ ( ૩૯૧ )
૧૫૪૬ ગુણાદેવસૂરિ
૧૫૫૨-૬૭ હેમરત્નસૂરિ ( સોમરત્નસૂરિ શિષ્ય )
૧૫૭૦ હેમસિંહસૂરિ
૧૫૭૨ ગુણવર્ધનસૂરિ

---

## નાણક ( નાણકીય ) ગચ્છ ( પાનું ૯૭ )

૧૨૬૫ ફાગણ વદ ૭ ગુરૂ શાન્તિસૂરિ ૪૦૩
૧૪૩૩ અશાડ સુદ ૧૦ બુધ સિદ્ધસેનસૂરિની મૂર્તિ ધર્મેશ્વરસૂરિએ કરાવી ૫૩૧
૧૫૦૫ મહા વદ ૯ શનિ શાન્તિસૂરિ ૪૦૯

---

## પલ્લી-ગચ્છ ૪૧૯

## પલ્લીવાલ-ગચ્છ ૪૧૯

આષાઢાદિ ૧૬૮૧ ચૈત્ર વદ ૩ સોમ-હસ્તનક્ષત્ર યશોદેવસૂરિ-ઉપાધ્યાય હરશેખર શિષ્ય ઉપાધ્યાય હરશેખર શિ૦ ઉપાધ્યાય કનકશેખર શિ૦ ( ૧ ) ઉપાધ્યાય દેવશેખર ( ૨ ) ઉ૦ સુમતિશેખર ૪૧૯

---

## પ્રદ્યોતનાચાર્ય-ગચ્છ

૧૧૪૪ મહા સુદ ૧ સૂરે પ્રદ્યોતનાચાર્યસ્ય ઐન્દ્રદેવેન સૂરિણા ભૂષિતેસાંપ્રત ગચ્છ ૩૯૭
૧૧૫૧ અશાડ સુદ ૮ ગુરૂ પ્રદ્યોતનાચાર્ય ગચ્છ ૩૯૬

## બ્રહ્માણ-ગચ્છ

૧૧૨૪ યશોભદ્રસૂરિ-યશોવર્ધન-વૈરસિંહ-જજ્જક ૪૬૩-૪૬૪

૧૧૭૦ વૈશાખ સુદ ૭ શાલિભદ્રાચાર્ય ૪૯૮

૧૩૦૫ વૈશાખ સુદ ૫ વીરસૂરિ ૪૮૭

૧૩૧૬ વૈશાખ વદ વિમલસૂરિ ૪૬૫

૧૩૨૬ બુદ્ધિસાગરસૂરિ

૧૩૩૦ ચૈત્ર વદ ૭ શનિ વયરસેન ઉપાધ્યાયમિશ્ર ૪૭૮

૧૩૩૦ ચૈત્ર વદ ૭ શનિ જજ ( જજુ ) ગસૂરિ ૪૭૦

( ૧૩૩૦ ચૈત્ર વદ ૭ શનિ )

૪૮૦ ૪૯૦ ૪૯૭

૫૧૮ ૫૧૯

( ૧૩૩૦ વૈશાખ સુદ ૯ સોમ )

૧૩૪૦ મુનિચન્દ્રસૂરિ ૪૮૧

૧૩૪૭ " ૪૮૨

૧૩૪૯ ચૈત્ર વદ ૬ રવિ જજ્જગસૂરિ ૪૭૩-૫૦૯

---

## બૃહદ્ગચ્છ.

૧૧૮૭ ફાગણ વદ ૪ સોમ સંવિગ્ન વિહારી વર્ધમાનસૂરિ પટ્ટે પદ્મસૂરિ શ્રી ભદ્રેશ્વરસૂરિભિઃ પ્ર૦ ૧૮૪

૧૨૧૫ વૈશાખ સુદ ૧૦ મંગલ મુનિચન્દ્રસૂરિ શિષ્ય દેવસૂરિ શિષ્ય રામચન્દ્રગણિ ( ૩૬૪ ) ૩૬૫

૧૨૨૧ વાદીન્દ્ર દેવાચાર્ય શિષ્ય પૂર્ણદેવાચાર્ય ( ૧૨૫૬ જેઠ સુદ ૧૧ ) ના શિષ્ય રામચન્દ્રાચાર્ય ( ૧૨૬૮ ) દીપોત્સવ દિને ) ૩૫૨

૧૨૪૫ વૈશાખ વદ ૫ ગુરૂ આરાસણસત્ક યશોદેવસૂરિ શિષ્ય દેવચન્દ્રસૂરિ ૧૯૨-૧૯૫-૨૦ ૫-૨૦૮

| | | | |
|---|---|---|---|
| ૧૩૦૫ | વૈશાખ સુદ ૩ શનિ | પદ્યુમ્નસૂરિ પટ્ટોદ્ધરણ માનદેવસૂરિ શિષ્ય જયાનન્દસૂરિ | ૫૩ |
| ૧૩૩૭ | જેઠ સુદ ૧૪ શુક્ર | ચક્રેશ્વરસૂરિ સંતાને સોમપ્રભસૂરિ શિષ્ય વર્દ્ધમાનસૂરિ | ૨૯૨ |
| ૧૩૩૮ | જેઠ સુદ ૧૪ શનિ | રત્નપ્રભસૂરિ શિષ્ય હરિભદ્રસૂરિ શિષ્ય પરમાનન્દસૂરિ | ૨૯૦ |
| ૧૪૪૩ | કારતક વદ ૧૪ શુક્ર | માનતુંગસૂરિ વંશોદ્ભવ ધર્મચન્દ્રસૂરિ શિષ્ય વિજયચન્દ્ર સૂરિ | ૩૩૫ |

બ્રહ્માણ-ગચ્છ.

| | | | |
|---|---|---|---|
| ૧૪૪૮ | માહા સુદ ૧૧ | દેવાચાર્ય | ૩૮૨ |

ભાવડાર-ગચ્છ.

| | | | |
|---|---|---|---|
| ૧૫૧૨ | માહ વદ ૨)) સોમ | કાલકાચાર્ય સન્તાને ભાવદેવાચાર્ય ગચ્છે વિજયસિંહસૂરિ શિષ્ય વીરસૂરિની મૂર્તિ પ્ર૦ જિનદેવસૂરિ | ૫૨૧ |

ભિન્નમાલ-ગચ્છ. ૩૯૨

મડાહડીય-ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૩૩૫ | ચક્રેશ્વરસૂરિ સન્તાને સોમપ્રભસૂરિ શિષ્ય વર્દ્ધમાનસૂરિ | ૫૫૦ |
| ૧૩૮૭ | ચક્રેશ્વરાચાર્ય સન્તાને પદ્મચન્દ્રસૂરિ પટ્ટે જયચન્દ્રસૂરિ શિષ્ય યશોદેવસૂરિ મૂર્તિ પ્ર૦ શાન્તિસૂરિ | ૫૦૮ |

મલ્લધારી-ગચ્છ.

| | | | |
|---|---|---|---|
| ૧૨૮૮ | ફાગણ સુદ ૧૦ બુધ | નરચન્દ્રસૂરિ | ૩૯-૪૨ |
| ૧૨૮૮ | ફાગણ સુદ ૧૦ બુધ | નરેન્દ્રસૂરિ | ૪૧ |
| ૧૩૭૮ | | તિલકસૂરિ | ૧૪૪-૧૪૫ |

### રૂદ્રપલ્લીય-ગચ્છ ( ખરતર ) ( પાનું ૪૬ )

૧૩૧૨ અભયદેવસૂરિ શિષ્ય દેવભદ્ર ૨૦૯-૨૧૦
માગસર વદ ૯ શનિ

### વડ-ગચ્છ ( પાનું ૨૧ )

૧૨૯૩ ચૈત્ર વદ ૮ શુક્ર ચક્રેશ્વરસૂરિ સન્તાનીય શ્રાવક સાજણ ૮૫

### વાયડીય-ગચ્છ.

૧૩૪૯ ચૈત્ર વદ ૬ શનિ જિનદત્તસૂરિ શિષ્ય અમરચન્દ્રની મૂર્તિ
મહેન્દ્રશિષ્ય મદનચન્દ્રે કરવી. ૫૨૩
ઉજ્જિલ ઉપાધ્યાય. ૫૨૭
નેમિચન્દ્ર ઉપાધ્યાય. ૫૨૬
પં૦ હેમગણિ. ૫૨૭

### વિજય-ગચ્છ. ( તપા )

૧૭૩૨ વૈશાખ સુદ કલ્યાણસાગરસૂરિ શિષ્ય સુમતિસાગર-
૭ ગુરૂ પુણ્ય સૂરિ શિષ્ય વિજયસાગરસૂરિ ૫૪૦

### વિદ્યાધર ગચ્છ.

૧૪૨૯ મહાવદ ૭ સોમ ઉદયદેવસૂરિ ૪૧૦

### વૃદ્ધતપા-પક્ષ.

૧૫— જ્ઞાનસાગરસૂરિ ૧૩૦

| | | |
|---|---|---|
| ૧ જગચ્ચંદ્રસૂરિ. | ૯ ધર્મદેવસૂરિ. | ૧૭ ધનરત્નસૂરિ. |
| ૨ વિજયચંદ્રસૂરિ. | ૧૦ જ્ઞાનચંદ્રસૂરિ. | ૧૮ અમરરત્નસૂરિ. |
| ૩ ક્ષેમકીર્તિસૂરિ. | ૧૧ અભયસિંહસૂરિ | ૧૯ દેવરત્નસૂરિ. |
| ૪ હેમકલશસૂરિ. | ૧૨ જયતિલકસૂરિ. | ૨૦ જયરત્નસૂરિ. |
| ૫ રત્નાકરસૂરિ. | ૧૩ ઉદયવલ્લભસૂરિ. | ૨૧ ભુવનકીર્તિસૂરિ. |

| | | |
|---|---|---|
| ૬ રત્નસિંહસૂરિ. | ૧૫ ઉદયસાગરસૂરિ. | ૧૭૧૭ |
| ૭ રત્નપ્રભસૂરિ. | ૧૬ લબ્ધિસાગરસૂરિ. | ૨૨ રત્નકીર્તિસૂરિ. |
| ૮ મુનિશેખરસૂરિ. | | ૨૩ ગુણસાગરસૂરિ. |

---

## ષંડેરક–ગચ્છ.

| | | |
|---|---|---|
| ૯૬૪ | યશોભદ્રશિષ્ય શાલિસૂરિ શિ૦ સુમતિ સૂરિ શિ૦ શાન્તિસૂરિ શિ૦ ઇશ્વરસૂરિ | ૩૩૬ |
| ૧૨૧૨ જેઠ સુદ શુક્ર | શાલિભદ્રાચાર્ય સન્તાન | ૨૧૭ |
| ૧૨૪૫ | યશોભદ્રસૂરિ સન્તાન શાન્તિસૂરિ | ૨૧૩ |
| ૧૨૯ | યશોભદ્રસૂરિ સન્તાન શાન્તિસૂરિ | ૧૦૮–૧૦૯ |
| ૧૫૩૨ ચૈત્ર સુદ ૩ ગુરૂ | યશોભદ્રસૂરિ સન્તાન સાલિકસૂરિ | ૩૮૮ |
| ૧૫૫૫ જેઠ વદ ૧ શુક્ર | યશોભદ્રસૂરિ સન્તાન શાન્તિસૂરિ | ૩૮૫ |
| ૧૫૯૭ વૈશાખ શુદ ૬ શુક્ર પુનર્વસુ નક્ષત્ર | શાલિસૂરિ શિ૦ સુમતિસૂરિ શિ૦ શાન્તિસૂરિ શિ૦ ઇશ્વિરસૂરિ ( અપરનામ દેવસુંદર ) | ૩૩૬ |
| ૧૭૩૨ વૈશાખ શુદ ૭ ગુરૂ | પુન્ય. દેવસુન્દર | ૫૪૦ |

---

## સાગર–ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૮૩૮ ફાગણ સુદ ૨ શુક્ર | હીરવિજયસૂરિ શિષ્ય વિજયસેનસૂરિ શિ૦ રાજસાગરસૂરિ શિ૦ વૃદ્ધિસાગર શિ૦ લક્ષ્મીસાગર શિ૦ કલ્યાણસાગર શિ૦ પુણ્યસાગર શિ૦ અમૃતસાગર | ૪૬૦ |

---

## સિદ્ધ–ગચ્છ.

| | | |
|---|---|---|
| ૧૨૯૮ વૈશાખ વદ ૩ શનિ | અજીતસિંહ ગુરૂ મૂર્તિ | ૫૦૬ |

---

## હારિજ–ગચ્છ. ( પાનું ૮૨ )

| | | |
|---|---|---|
| ૧૩૩૦ ચૈત્ર વદ ૭ શનિ | ગુણભદ્રસૂરિ શિષ્ય | ૪૭૪ |

| | | |
|---|---|---|
| ૧૩૩૩ | શીલભદ્રસૂરિ | ૪૮૫-૪૯૧-૪૯૩ |
| ૧૩૩૩ ના વૈશાખ સુદ ૧૧ | | ૪૮૫ |
| ૧૩૩૦ ચૈત્ર વદ ૭ શનિ | | ૪૯૩ |
| ૧૩૪૩ | શીલભદ્રસૂરિ | ૪૮૯ |
| ૧૩૫૫ વૈશાખ વદ | શ્રીસૂરિ | ૪૭૭ |

**ધર્મ ( ધર્મઘોષ ) સૂરિ મૂલ પટ્ટક્રમે**

આણંદસૂરિ
|
અમરપ્રભસૂરિ — ૧૬૬
|
જ્ઞાનચન્દ્ર ( ૧૩૭૮-૧૩૮૯-૧૩૯૪ ) — ૧૩૨-૧૬૨-૧૪૧
|
મુનિશેખરસૂરિ મૂર્તિ ( ૧૩૯૬ ) — ૧૬૬

૧૩૦૫ અશાડ વદ ૭ શુક્ર — ધર્મઘોષસૂરિ પટ્ટ પ્રતિષ્ઠિત દેવેન્દ્રસૂરિ ક્રમાયાત જિનચન્દ્રસૂરિ શિ૦ ભુવનચંન્દ્રસૂરિ ૫૫૧

ચાવડા વંશના મહારાજ વનરાજના ગુરૂ નાગેન્દ્રગચ્છના શિલગુણસૂરિ, તેમના શિષ્ય દેવચન્દ્રસૂરિની મૂર્તિ ઉપરનોલેખ ૫૧૦

૧૩૬૧ ફાગણ સુદ ગુરૂ — ચન્દ્રકુલના વર્ધમાન સન્તાન સાધ્વી મલયસુન્દરીની શ્રાવિકા બાઇ સુહુલે અંબિકાદેવીની મૂર્તિ કરાવી અને સોમસૂરિના શિષ્ય ભાવદેવસૂરિએ તેની પ્રતિષ્ટાકરી. ૫૨૮

---

## પ્રાચીન જૈન લેખ સંગ્રહમાં આવતા જ્ઞાતિ, વંશ, કુલ, અન્વય, ગોત્ર વિગેરેના અકારાદિ નામો.

---

| | લેખાંક. |
|---|---|
| ઉત્સૂત્રવાલ ( ? ) | ૧૯૫ |

## ગોત્રોનાં નામો.



## શ્રીમાલી જ્ઞાતિનાં ગોત્રોનાં નામો.



## ઓસવાલ–ઉપદેશક–ઉકેશ જ્ઞાતિઓના ગોત્રોનાં નામ.

# પ્રાચીન-જૈન-લેખ-સંગ્રહ.

## અન્તર્ગત-સ્થલ-અકારાદિ.

---

## જે જે સ્થળોના લેખ લીધા છે તેની અકારાદિ યાદિ.

# પ્રાચીન જૈન લેખસંગ્રહ.

## પ્રતિષ્ઠા કરનાર સૂરિ અગર સાધુના નામોની અકારાદિ યાદિ.

# પ્રાચીન જૈન લેખ સંગ્રહ.

## આ લેખોમાંથી રાજવંશીય માટે નીકળી આવતી હકીકત

### દિલ્હી

| સંવત | | લેખાંક |
|---|---|---|
| ૧૩૬૬ | અલાવદીનનો પ્રતિનિધિ અલ્પખાન | ૪૪૭ |
| ૧૪૧૨ | સાહિ પેરોજ સુરત્રાણુ (ફિરોજશાહ તુઘલખ વંશ) | ૩૮૦ |
| | ( મલિકવચો સૂબો–ગાસદુદ્દીન અધિકારી–રાજગૃહ ) | |
| ૧૬૭૫ | અકબરસાહિ–સુરતાન નૂરદીન જહાંગીર સવાઇ મહમ્મદ પાતિસાહ સાહિજાદા સુરતાણ ખોસરૂ સોબઇ સાહિયાન ખુરમે. | ૧૭થી૨૦ |
| ૧૬૭૭ | પાતિસાહિ જહાંગીર–સાહિયાદા સાહિજહાં | ૪૩૪ |
| ૧૬૮૩ | પાતિસાહ જિહાંગીરથી સલેમસાહ સાહ | ૨૭ |
| ૧૬૮૬ | પાતિસાહ ખુણસાહ | ૩૯૮ |
| ૧૪૯૬ | **અહમ્મદ સુરત્રાણ** | ૩૦૭ |
| | ભોજ | ૩૮ |
| | મહીપાલ રાણક | ૩૬ |
| | મુંજ | ૩૮ |

### નાડોલ.

| સંવત | | લેખાંક |
|---|---|---|
| | અણહિલપુત્ર ( ચાહમાન વંશ–જીંદ–તેનો પુત્ર અશ્વરાજ–અશ્વરાજનો પુત્ર કટુકરાજ | ૩૮૩ |
| ૧૧૮૫ | ચાહમાન રાયપાલના પુત્રો રૂદ્રપાલ અને અમૃતપાલ તથા તેમના માતા મીનલ દેવી | ૩૩૧ |
| ૧૧૯૫ | રાયપાલ | ૩૩૨ |
| ૧૨૦૦ | કટુકદેવ તથા તેમના યુવરાજ જયતસિંહ | ૩૨૪ |
| ૧૨૦૦ | રાયપાલ | ૩૩૩–૩૪૨ |
| ૧૨૦૨ | રાયપાલ | ૩૩૪ |
| | રાયપાલ | ૩૪૫ |

| | | |
|---|---|---|
| ૧૨૩૩ | કેલ્હણદેવ તથા તેમના નાન્હાભાઇ કીર્તિપાલ તથા રાણી મહાબદેલ દેવી | ૩૪૭ |
| | તથ કેલ્હણદેવીની મા મીનલદેવી | ૩૪૯ |
| | તથા રાણી જાલ્હણદેવી | ૩૫૦ |
| ૧૨૩૩ | સિનાનલનો અધિપતિ લાખણપાલ તથા રાજપુત્ર અભયપાલ | ૩૪૭ |
| ૧૨૪૧ | કેલ્હણદેવ પુત્ર મેઢલદેવ | ૪૨૯ |
| ૧૨૪૯ | કેલ્હણદેવ પુત્ર જયતસિંહ | ૪૨૪ |
| ૧૩૪૫ | ( ચાહુમાન ) સામંતસિંહ | ૩૨૦ |
| ૧૩૫૯ | સામંતસિંહદેવ | ૪૨૫ |
| ૧૩૯૪ | વણવીરદેવ | ૩૩૫ |
| ૧૪૪૩ | ( ચાહુમાન ) વણવીરદેવ સૂત રણવીર દેવ | ૩૩૫ |
| ૧૬૨૧ | અભયરાજ | ૩૪૦ |
| ૧૭૨૧ | અખયરાજ | ૨૬૯ |

## જાલોર ( જાબીલીપુર )

| | | |
|---|---|---|
| ૧૧૭ : | વીસલ પરમાર | |
| ૧૨૩૯<br>૧૨૪૨ | મહલ્હણ સૂત કીર્તિપાલ તેમના પુત્ર સમરસિંહ દેવ અને તેમના પુત્ર જોજલ ( ચોહાણ ) ૩૫૧-૩૫૨ | |
| ૧૩૫૩ | સામંતસિંહ તેમનો પુત્ર કાન્હડ દેવ | ૩૫૩ |
| ૧૪૪૨ | વીસલદેવ ( કાન્હડદેવપુત્ર ) | |

## આબુ પર્વત ઉપર.

| | | |
|---|---|---|
| ૧૫૧૫ | દેવડાશ્રી રાજધર સાયર ડુંગરસી | ૨૫૧ |
| ૧૫૨૫ | રાજધર સાયર દેવડા મુંડારાજપુત્ર રાજધર | ૨૫૬ |
| ૧૫૨૫ | અર્બુદાધિપતિ શ્રીવીસાપુત્ર કુંભાપુત્ર-રામદાસ | ૨૫૬ |
| ૧૫૬૬ | અચલદુર્ગે રાજાધિરાજ જગમલ | ૨૬૩ |

## ગોપગિરિ ( ગ્વાલીયર )

૬ આમરાજ કરીને એક રાજા થઇ ગયો, જેને બપ્પભટ્ટિ નામના જૈનાચાર્યે પ્રતિબોધ આપી જૈન ધર્માનુયાયી બનાવ્યો હતો (૧)

## જોધપુર.

મલ્લદેવ રાઠોડ
|
ઉદયસિંહ
|
૧૬૮૧ સૂરસિંહ
|
ગજસિંહ ૩૫૪-૩૫૭-૩૯૩ થી ૩૯૫

*N. B* મહાજનવંશ મુકતાવલી ગ્રંથમાં જોધપુર મહારાજનાં નામો આપ્યાં છે તેમાં ( ૫ ) માલદેવજી ( ૬ ) ચંદ્રસેણજી (૭) ઉદયસિંહજી એમ આપેલ. છે નં ૩૭૭ માં ચંદ્રસેણનું નામ નથી. અને માલદેવના પુત્ર ઉદયસિંહજી એમ બતાવેલ છે.

## મેવાડ,

૧૪૯૬ બાવ રાજાધિરાજા–ગુહિલ–ભોજ–શીલ–કાલભોજ–ભૂતૃ-ભટ–સિંહ–મહાપક—ખુમ્માણ–અલ્લટ—નરવાહન—શકિતકુમાર—શુચિવર્મ—કીર્તિવર્મ—યોગરાજ–વૈરટ–વંશપાલ–વૈરીસિંહ–અરિસિંહ–ચોડસિંહ-વિક્રમસિંહ–રણસિંહ-ક્ષેમસિંહ–સામંતસિંહ-કુમારસિંહ-મદનસિંહ—પદ્મસિંહ--જૈત્રસિંહ—તેજસ્વિસિંહ—સમરસિંહ–કીતૂપનૃપ ચાહુમાન–ભુવનસિંહ--જયસિંહ ગોગાદેવ–લક્ષ્મીસિંહ–અજયસિંહ–અરિસિંહ હમ્મીર-ખેતસિંહ

| | | |
|---|---|---|
| | —લક્ષનરેન્દ્ર—મોકલમહિપતિ | ૩૦૭ |
| | \| | |
| | કુંભકર્ણ રાણા | ૪૧૬ |
| | \| | |
| ૧૫૯૭ | રાયમલ્લ. | ૩૩૬ |
| | \| | |
| | પૃથ્વીરાજ | ૩૩૬ |
| ૧૫૧૮ | મેદપાટે કુંભલ મેરૂ મહા દુર્ગે કુભકર્ણ રાજ્યે ( આ કિલ્લો રાણકપુરની પાસે આવેલા પર્વત ઉપર આવેલો છે. ) | |
| ૧૬૮૬ | રાણા જગતસિંહ | ૩૬૭ |
| ૧૭૦૯ | ,, | ૫૧૪ |
| ૧૭૦૨ | જગત્સિંહ પુત્ર રાજસિંહ | ૫૪૦ |

---

હરિવર્મા

| | |
|---|---|
| વિદગ્ધરાજા ( રાષ્ટ્રકૂટવંશ )<br>વિદગ્ધરાજાની ગાદીએ મમ્મટ<br>મમ્મટની ગાદીએ ધવલરાજ | ૩૧૮ |

---

| | | |
|---|---|---|
| ૯૭૩ | મુંજ | ૩૧૮ |
| ૧૧૦૦ | વિજયાધિરાજ નૃપતિ | ૫૪૪ |
| ૧૨૦૯ | કિરાડુના રાજા માલ્હણદેવ તેમના પુત્રો કેલ્હણ અને ગજસિંહ | ૬૩૪ |
| ૧૨૫૫ | ધારાવર્ષ (શૃંગારદેવી મં. નાગડ) પરમાર કુલ | ૪૩૦ |
| ૧૨૬૫ | ધાંધલદેવ બેલાર | ૪૦૩ |
| ૧૩૦૦ | આલ્હણસિંહ ( ચંદ્રાવતી ) | ૪૨૬ |
| ૧૩૨૩ | ચાહમાન ચાચિગદેવ | ૩૬૩ |
| ૧૩૩૩ | ,, | ૪૦૨ |

(મહં. ગજસિંહ–વહિવટદાર સુભટ ચેટ્ટક કર્મસિંહ.)

| | | |
|---|---|---|
| ૧૪૫૨ | સામંતસિંહ દેવ | ૩૭૧ |
| ૧૪૭૫ | રાજા લાખા | ૩૭૦ |
| ૧૪૯૬ | સુલતાન મહમ્મદે ગુણરાજને ફરમાન આપ્યું હતું | ૩૦૭ |
| ૧૫૧૮ / ૧૫૨૯ | ડુંગરપુરના રાઉલ સોમદાસ | ૨૬૪–૨૬૫ |
| ૧૫૨૫ | રામદાસ | ૨૫૧ |
| ૧૬૫૪ | રાઠોડ પ્રતાપસિંહ ( કાવી ) | ૪૫૩ |
| ૧૬૫૯ | રાવ ખેંગારજી–રાવ ભારમલ્લજી–પંચાણજી | ૪૪૬ |
| ૧૬૫૯ | મહારાષ્ટ્ર તથા કોકણના રાજાશ્રી બુર્હાનશા, મહારાજા શ્રી રામરાજા, શ્રી ખાનખાના, તથા શ્રી નવરંગખાન. | ૪૪૬ |
| ૧૬૬૯ | સૂર્યસિંહ. | ૪૩૫ |

---

| | | |
|---|---|---|
| ૧૫૮૭ | ગુજરાતના સુલતાન મહિમૂદ ( મહમ્મદ બેગડા ) ની ગાદીએ આવનાર બાદશાહ મુદાફર ( મુજફ્ફર ) ની ગાદીએ સુલતાન બહાદુરશાહ બેઠો હતો. સં. ૧૫૮૭ માં ગુજરાતનો સુલતાન તે બહાદુરશાહ હતો ૧ | |
| ૧૫૮૭ | બહાદુરશાહ તરફથી સૌરાષ્ટ્ર ( સોરઠ–કાઠિયાવાડ ) નો રાજ્ય કારોબાર સુબેદાર મુઆદખાન ( અગર મુજાહિદ-ખાન ) ચલાવતો હતો (૧) સોરઠના સુબેદાર મુઆદખાનને ત્યાં રવા ( યા રવિરાજ ) અને નરસિંહ નામના બે કારભારિઓ હતા. | |
| | વનરાજ ચાવડા | ૫૧૦ |
| ૯૭૩ | દુર્લભરાજ–મૂલરાજ | ૩૧૮ |
| ૧૨૦૯ | કુમારપાલ | ૩૪૬ |
| ૧૨૧૩ | કુમારપાલ | ૩૨૬ |
| ૦ | કુમારપાલ | ૩૪૫ |

| | | |
|---|---|---|
| ૧૨૨૧ | કુમારપાલ | ૩૫૨ |
| ૧૨૮૮ | ચૌલુકય લવણપ્રસાદ વીરધવલ | ૩૮ |
| ૧૩૫૨ | મસલમાં | ૪૪૮-૪૫૯ |

હાલાર નવીનપુર

| | | |
|---|---|---|
| ૧૬૭૫ | જશવંતરાજ ( યામશ્રી શત્રુંશલ્યા કુલાંબર-નભોમણિ ) | ૨૧ |

શત્રુંજય

| | | |
|---|---|---|
| ૧૬૮૩ | દેશાધીશ્વર કાંધુજીના પૂત્ર શિવાજી | ૨૭ |
| ૧૯૨૧ | ઠાકોર સૂરસંઘજી (ગોહિલવંશ) પાદલિપ્ત પૂર | ૩૨એ |

# પ્રાચીન જૈન લેખસંગ્રહ.

## જે સ્થળોમાંથી લેખો લીધા છે તેની યાદી.

લેખાંક. ૧ શત્રુંજય ઉપર ( ૧ થી ૩૭ અને ૫૫૭ ).

૧ શત્રુંજય પર્વત ઉપરના સૌથી મોટા અને મુખ્ય મંદિરના પુર્વ બાજુના દ્વારના સ્થંભ ઉપર.

૨ શત્રુંજય તીર્થપતિ શ્રીઆદિનાથ ભગવાનની પ્રતિમાની બેઠક ઉપર.

૩ આદીશ્વર ભગવાનના મંદિરની સન્મુખ આવેલા મંદિરમાં વિરાજમાન પુંડરીક ગણધરની પ્રતિમા ઉપર.

૪ આદીશ્વર ભગવાનના મંદિરની ભમતીના દક્ષિણ તરફના ન્હાના મંદિરમાં.

૫ આદીશ્વર ભગવાનના મંદિરની ભમતીના ઇશાન ખુણામાં આવેલા ગંધારીયા ચૌમુખ મંદિરમાં.

| | |
|---|---|
| ૬ | ઇશાણ કોણમાં આદીશ્વરના મંદિરના દિવાલની સામેના દહેરામાં. |
| ૭ | ઇશાનકોણમાં આદીશ્વરના મંદિરની દિવાલના સામેના દહેરાની જમણી બાજુએ આવેલી દેવ કુલિકામાં |
| ૮ | મુખ્ય મંદીરના ઉત્તર તરફના દ્વારની સામેની દિવાલની ડાબી બાજુએ આવેલી દેવકુલિકામાં |
| ૯ | મુખ્ય મંદિરના ઉત્તરદ્વારની પશ્ચિમે, જમણી બાજુએ આવેલી દેવકુલિકામાં. |
| ૧૦ | મોટા મંદિરની ઉત્તર તરફની દિવાલના સામે અને ઉપરના લેખવાળી દેહરીની પશ્ચિમ તરફના દેહરીના ઓટલાના ડાબા ખુણામાં. |
| ૧૧ | મોટા મંદિરની અગ્નિકોણમાં આવેલા મંદિરમાંની પ્રતિમા નીચે બેઠક ઉપર. |
| ૧૨ | મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપમાં નં. ૧ વાળા લેખની સામી બાજુએ આવેલા સ્થંભ ઉપર. |
| ૧૩ | આદીશ્વર ભગવાનના મંદિરની પશ્ચિમે ન્હાના મંદિરમાં સ્થાપન કરેલાં બે પગલાંની આસપાસ કોતરેલો છે. |
| ૧૪ | ખરતર વસહિ ટુંકમાં, ચૌમુખના મંદિરની સામે આવેલા પુંડરીક ગણધરના મંદિરના દ્વારઉપર ખોદી કાઢેલો છે. |
| ૧૫-૧૬ | ખરતર વસહિ ટુંકમાં, વાયવ્ય ખુણામાં આવેલી દેવ કુલિકામાં આદિનાથ ભગવાનની બે ચરણજોડી ઉપર કોતરેલા છે. |
| ૧૭ ૨૦ | ચોમુખનીટુંકમાં આવેલા "ચતુર્મુખ વિહાર" નામના મુખ્ય પ્રાસાદમાં, ચારેદિશાઓમાં વિરાજમાન આદિનાથ ભગવાનની પ્રતિમાઓની બેઠક નીચે કોતરેલા છે. |

| | |
|---|---|
| ૨૧ | વિમલ વસહિ ટુંકમાં, હાથીપોલ નજીક આવેલા મંદિરની ઉત્તર તરફની ભીંતમાં કોતરેલો છે. |
| ૨૨ | આદીશ્વરના મોટા મંદિરના ઈશાન ખુણામાં રહેલી દેહરીમાં આવેલો છે. નં. ૬–૭) |
| ૨૩ | ખરતર વસહિ ટુંકમાં, ચતુર્મુખ પ્રાસાદના અગ્નિ-ખુણામાં આવેલી પ્રતિમા નીચે કોતરેલો છે. |
| ૨૪ | ખરતર વસહિ ટુંકમાં ચતુર્મુખ પ્રાસાદના અગ્નિ ખુણામાં આવેલી પ્રતિમા નીચે કોતરેલો છે. |
| ૨૫ | વિમલ વસહિ ટુંકમાં, આદીશ્વરના મંદિર પાસે આવેલા ન્હાના મંદિરમાં. |
| ૨૬ | ખરતર વસહિ ટુંકની પશ્ચિમે આવેલા મંદિરમાં ઉત્તર તરફ પગલાંની આસપાસ. |
| ૨૭ | હાથીપોળ અને વાઘણપોળની વચ્ચે આવેલી વિમલ વસહિ ટુંકમાં, ડાબાહાથે રહેલા મંદિરના એક ગોખલામાં. |
| ૨૮ | મોટી ટુંકમાંના આદીશ્વર ભગવાનના મુખ્ય મંદિરની પશ્ચિમ બાજુએ આવેલા ન્હાના મંદિરમાં ચૌમુખની પ્રતિમા નીચે. |
| ૨૯ | બાલા વસહિ ટુકની થોડેક ઉપર જે અદ્‌ભુત આદિ-નાથના મંદિરમાં. |
| ૩૦ | મોટી ટુંકમાં આદીશ્વરના મુખ્ય પ્રાસાદના દક્ષિણ દ્વારની સામે આવેલા સહસ્રકૂટ-મંદિરના પ્રવેશ-દ્વારની પાસે. |
| ૩૧–૩૨ | મોટી ટુંકમાં આદીશ્વરના મુખ્ય પ્રાસાદના દક્ષિણ દ્વારની સામે આવેલા સહસ્રકૂટ મંદિરની બે ભીંતો ઉપર. |

| | |
|---|---|
| ૩૨A | ખરતર વસહિ ટુંકમાં આવેલા શેઠ નરસી કેશવજીના મંદિરના ગર્ભાગારના બહારના મંડપમાં, દક્ષિણ દિશા તરફની દિવાલમાં એક શિલાપટ્ટમાં કોતરેલો છે. |
| ૩૩ | મોટી ટુંકમાં આદીશ્વર ભગવાનના મુખ્ય મંદિરની દક્ષિણ તરફની દિવાલ ઉપર. |
| ૩૪–૩૭ | મોટી ટુંકોમાંના મંદિરમાં મૂર્તિઓ ઉપર. |
| ૫૫૭ | પર્વત ઉપર મૂળ શિખર ઉપર આદિનાથની ટુંકમાં હાથીપોળ આગળ પત્થર ઉપર. |

## ૨ ગિરનાર પર્વત ઉપર ( ૩૮ થી ૬૩ )

| | |
|---|---|
| ૩૮ | વસ્તુપાલ તેજપાલના દેવલોમાંના મધ્યમંદિરના ડાબી બાજુના ( દક્ષિણ તરફના ) મંદિરના પશ્ચિમાદા દરવાજાની છાડલી ઉપર |
| ૩૯ | તેજ દક્ષિણ બાજુના મંદિરના દક્ષિણાદા દરવાજા ઉપર. |
| ૪૦ | તેજ દેવલના પૂર્વ બાજુના દ્વારની છાડલીમાં. |
| ૪૧ | વસ્તુપાલ તેજપાલના દેવલોમાંના મુખ્ય–એટલે–મધ્યગત–મંદિરની જમણી બાજુએ અર્થાત્ ઉત્તર તરફ–આવેલા મંદિરના પૂર્વદ્વાર ઉપર. |
| ૪૨ | એજ મંદિરના ઉત્તરદ્વાર ઉપરની શિલામાં |
| ૪૩ | એજ મંદિરના પશ્ચિમદ્વાર ઉપર. |
| ૪૪ | ગોમુખના રસ્તાની પશ્ચિમે અને રાજુલ વેજુલની ગુફાની પૂર્વ બાજુએ શિલાપટ્ટ ઉપર. |
| ૪૫–૪૬ | વસ્તુપાલના ત્રણ મંદિરોમાંના મધ્ય મંદિરના મંડપમાં સામ સામે બે મ્હોટા ગોખલા છે તેમાં ઉત્તર બાજુના ગોખલા ઉપરના ભાગમાં નં. ૪૫ નો, અને દક્ષિણ બાજુના ગોખલા ઉપર નં ૪૬ નો. |
| ૪૭–૪૮ | ગિરનારના રસ્તામાં પહાડો ઉપર. |

| | |
|---|---|
| ૪૯-૫૨ ૬૨ | નેમિનાથના મહાન મંદિરના ઉત્તર તરફના દરવાજા તરફ આવેલા ઘડી ઘટુકાના મંદિરની અંદરના ન્હાના દરવાજા પાસેની દેવકુલિકાની દક્ષિણે આવેલી દિવાલ ઉપર. |
| ૫૦-૫૧ | સુવાવડી પરબની પાસે ખબુતરી ખાણ આગળ પર્વતના રસ્તાની ઉત્તર બાજુની દિવાલ ઉપર. |
| ૫૨-૪૯-૬૨ | |
| ૫૩ | વસ્તુપાલના મધ્ય મંદિરના મંડપમાં બિરાજમાન પાર્શ્વ-નાથની પ્રતિમાની બેઠકની નીચે. |
| ૫૪ | નેમિનાથના મંદિરના ઉત્તર દ્વાર તરફ જમણી બાજુ તરફના સ્થંભ ઉપર. |
| ૫૫-૫૬ | નેમિનાથના મંદિરના ઉત્તર દ્વાર તરફ ડાબી બાજુ તરફના સ્થંભ ઉપર. |
| ૫૮ | નરસિંહપ્રસાદ હરિપ્રસાદની લાઇબ્રેરીમાં શિલા ઉપર. |
| ૫૯-૬૩ | નેમિનાથના મુખ્ય મંદિરના દક્ષિણ દ્વાર પાસે, કોટની પશ્ચિમ બાજુના ન્હાના મંદિરમાં ભાંગેલા સ્તંભ ઉપ-રની પ્રતિમાઓ નીચે. |
| ૬૦ | નેમિનાથના મુખ્ય મંદિરની પૂર્વ બાજુની દિવાલ ઉપર. |
| ૬૧ | હાથીપગલાની પાસે. |
| ૬૨-૫૨-૪૯ | |
| ૬૩-૫૯ | |

### ૩ આબુ પર્વત ઉપરના જૈન મંદિરોમાં ( ૬૪થી૨૭૧ )

#### ( I ) વસ્તુપાલ તેજપાલના બનાવેલા લુણસિંહિ વસહિકામાં ( ૬૪થી૧૩૧ ) ૨૭૧

| | |
|---|---|
| ૬૪ | દેવાલયના અગ્રભાગમાં આવેલા એક ગોખલામાંના કાલા પત્થર ઉપર. |
| ૬૫ | દેવાલયના અગ્રભાગમાં ગોખલામાં શ્વેત શિલા ઉપર. |

| | |
|---|---|
| ૬૬ | નેમિનાથના મુખ્ય મંદિરની આજુબાજુની દેવકુલિક માંની નં. ૩૯ ની દેવકુલિકા ઉપર. |
| ૬૧ થી ૭૪ | ૩૯ થી ૪૫ વાળી દેવકુલિકા ઉપર. |
| ૭૪ થી ૮૬ | નં ૧ થી ૧૦ |
| ૮૪ થી ૮૬ | નં. ૧૪ થી ૧૬ |
| ૮૭-૮૮ | ૧૭ નંબરની દેવકુલિકાના દક્ષિણ અને પૂર્વ દ્વાર ઉપર |
| ૮૯ | નં. ૧૮ |
| ૯૦-૯૧ | નં. ૧૯ વાળી દેવકુલિકાના પશ્ચિમ અને દક્ષિણ દ્વાર ઉપર. |
| ૯૨-૯૩ | નં. ૨૦-૨૨ |
| ૯૪ થી ૯૯ | નં. ૨૫ થી ૩૦ |
| ૧૦૦ | ૩૦ નંબરની દેવકુલિકાના પશ્ચિમ દ્વાર ઉપર. |
| ૧૦૧ | નં ૩૧ |
| ૧૦૨ | નં. ૩૨ ના પૂર્વ દ્વાર ઉપર. |
| ૧૦૩ | નં. ૩૨ ના ઉત્તર દ્વાર ઉપર. |
| ૧૦૪-૧૦૯ | ૩૩ થી ૩૮ |
| ૧૧૦ | નેમિનાથના મંદિરના મૂળ ગભારાના બારણા આગળના બે ગોખલા ઉપર. |
| ૧૧૨-૧૩૦ | મુખ્ય મંદિર અને દેવકુલિકાઓમાં રહેલી પ્રતિમાઓ ઉપર. |
| ૧૩૧ | મંદિરની જગતીમાં હસ્તિશાલાની પાછળ ભીંતમાં ગોખલામાં. |
| ૨૭૧ | તે મંદિરમાં રંગમંડપમાં સ્તંભની પછવાડે ગૃહસ્થની મૂર્તિ નીચે. |

### ( II ) વિમલવસહિમાંના લેખો ( ૧૩૨-૨૪૮ )

| | |
|---|---|
| ૧૩૨ | વિમલના દેવાલયના અગ્રભાગમાં આવેલી દેવકુલિકાની બાજુ ઉપરની ભીંતમાં કાલા પત્થર ઉપર. |

